## Opinions of eminent scholars and leading journals on former works of the author.

### *Extracts.*

**Lord Harris** (former Governor of Bombay) × × × I have great pleasure in accepting a work which is of such special interest to me: and I beg you will accept my grateful appreciation of your kind thoughtfulness.

I congratulate you on the excellent critiques your work has evoked, and hope you will not remain satisfied with one effort in the literary line. × × ×

---

**Reverend Dr. George P. Taylor.** × × × and wish to thank you for the pleasure its perusal has afforded me. × × × × Your book is throughout eminently healthy in tone, and I should much like to see it in wide circulation, for it will be, I am sure, both interesting and instructive to all classes of Gujarati readers. × × ×

---

**Kavi Dalpatram Dayabhai, C. I. E.,** × × × Like a close casket of jewels the opening of the novel makes us eager to learn its contents, and these when known, impart delight not unmixed with surprise. × × × × This learned author seems to have acquired thorough insight into the ways, customs and manners of the Hindus. There is a great want of such noble works in the Gujarati language. × × × × ×

---

**A. F. Maconochie, Esq., I. C. S.,** × × × I did not know that in addition to being an excellent Policeman you were an accomplished author. × × ×

---

**Indian Spectator.** Another book which we have hurried through with an interest too impatient to wait is Mr. Jehangirshah Taleyarkhan's 'Mundra and Kulin,' an Historical Novel of unusual merit. Mr. Taleyarkhan is a true artist as we said sometime ago, and if he goes on at this rate he will prove a veritable Walter Scott for the Gujaratis.

To the literary critic in Gujarat, condemned to irksome twaddle and yarns of stolen patchwork, a genuine production like this cannot fail to be a relief. 'Mundra and Kulin' has been appropriately dedicated to Mr. Richey × × × × [ Honourable Mr. J. B. Richey, C. I. E.]

---

**Times of India.** × × × × × The book well deserves the patronage of the Gujarati-speaking public. It's price ( Rs. 1 ) is very small on comparison with its usefulness as an instructive and entertaining little work. Mr. Jehangirshah has shown great ability and perseverence in carrying out his object of combining amusement with instruction and advice, and as a result, he has succeeded in producing a really good book. × × × ×

---

**Bombay Gazette.** × × × Mr. Taleyarkhan has had varied experience of Native States and he displays throughout the work which portrays Indian life, × × × but the author seems to have anticipated the troubles of sedition writers and sedition mongers. The book dilates on the duties of editors and the enormous advantages the people of India have derived from the gift of a free Press. The book gives a graphic account of what a greedy and unscrupulous Editor or an oppressive Karbhari of a Native State is capable of doing. × × × ×

---

( Translation from Gujarati. )

**Rast Goftar.** × × × This friend of ours is already widely known as the author of 'Ratna Laxmi,' 'Mahrun Swapnu' and other books and the book now on review has certainly added to his reputation as a writer of pure, elegant, eloquent and fluent Gujarati. × × × ×

---

**Bombay Samachar.** × × × As this book contains history in the shape of a Novel, we can say nothing more about it ; however the store of wisdom it contains is in no way less than in any other book of the kind. × × × It is evident × × × that the author is thoroughly acquainted with the world and with political, social and other similar subjects. × × × The language of this book strikes a high key. It is soft and eloquent × × × is sweet and

affecting × × × there is no lack of amusement. × × the description of natural scenery × × × is charming and worth reading × × we are in no way exaggerating its worth.

---

**Gujarati.** × × In some places he draws excellent pictures and the story is so arranged as to be often very charming. × × ×

---

**Gujarat Mitra.** In this work the author has compared the former Native Government with the present British Government and from this comparison, he has pointed out the superiority and advantages of the present Government. × × × Those who have read Mr. Jehangirshah's former works must be convinced that his skill in writing books is worthy of approbation. × × This excellent book on an important subject is. × × × ×

---

One of the author's works is translated by a well known Pandit of Muradabad in Deo Nagri language.

---

# ગ્રંથકર્ત્તાને, વિદ્વાનોએ લખેલાં પ્રશંસા—પત્રના ઇનતેખાબ.

## લોર્ડ હેરીસ (મુંબઇ ઇલાકાના માજી નામદાર ગવરનર)

જણાવે છે કે :—

તમારો ગ્રંથ વિષેશ કરી મ્હારી પસંદગી-યોગ્ય હોવાથી તે સ્વિકારતાં મ્હને અતી ઘણો આનંદ થયો છે × × × × તમારા ગ્રંથે વિદ્વાનોની ઉત્તમ પ્રકારની પ્રશંસા પોતા તરફ ખેંચી છે તેને સારૂ તમને હું મુબારકબાદી આપું છું; અને આશા રાખું છું કે, સાહીત્ય વર્ગમાં એકજ પ્રયત્નથી સંતોષ માની તમે બેસશો નહીં. × × × ×

(તરજુમો).

---

## કવિ–રાજ દલપતરામ. સી. આઇ. ઈ.

× × જેમ એક ઝવાહીરનો દાબડો કોઇ આપણી આગળ મુકે ત્યારે તેમાં શું હશે તે જાણવાની આતુરતા આપણામાં થાય, પછી તેમાં જે હોય તે ખુલ્લું કરી બતાવે ત્યારે આશ્ચર્યની સાથે હર્ષ ઉપજે

છે × × × × આ વાર્તાના જેટલાં વખાણ કરીએ તેટલાં થોડાં છે. × × × બીજાં પણ અમૂલ્ય ઘણા વાકયો આપણા મનમાં કોતરી રાખવા લાયક એ વાર્તામાં છે. × ×

---

## હૉનરેબલ મી. જે. બી. રીચી. સી. આઈ. ઈ.

"હું જાણીને ખુશી છોં કે સાહીત્ય સંબંધી પરીક્ષા કરનારે તમારી મેહનત પસંદ કરી છે. × × × ઇતિહાસ જાણનારાઓ પોતાના દેશીઓને તેમના વડીલોની સ્થિતીથી વાકેફ કરે એ સારી વાત છે. × × × (તરજુમો).

---

## રેવરંડ ડૉકટર ટેલર.

મેં તમારી વાર્ત્તા હમણાજ પુરી કરી છે, અને તે વાંચવાથી જે હર્ષ થયો છે તેને સારૂ તમારો આભાર માનું છું. × × × સંસાર-સુધારાને સારૂ જે સુચનાઓ કરી છે તે ઘણીજ પસંદ કરવા જોગ છે. × × × (તરજુમો).

---

## ટાઈમ્સ ઑફ ઈનડીયા.

× × × ગુજરાતી બોલનારી પ્રજાએ આશ્રય આપવા યોગ્ય આ ગ્રંથ છે. તે બોધક તથા મનોહર હોવાથી તેના ઉપયોગી-પણા સાથે સરખાવતાં તેની કીમ્મત કંઇજ નથી. × × × બોધ અને જ્ઞાનને રમુજ સાથે મેળવી, ખરેખર એક સારો ગ્રંથ લખી કાઢવામાં મી. જીહાંગીરશાહે ઉત્તમ શકિત અને ખંતીલાપણું દેખાડયું છે. × × × (તરજુમો).

---

## સુમબઈ-ગેઝીટ. ઇનડયન સ્પેકટેટર. રાસ્ત ગોફ્તાર. ગુજરાતી. ડેક્કન હેરલ્ડ. પુના ઓબઝરવર.

વીગેરે ઘણાં ખરાં વર્તમાનપત્રો અને ચોપાનીયામાં એ ગ્રંથ કર્ત્તાના ગ્રંથો તરફ ઉત્તમ પ્રકારની પ્રશંસા બતાવી છે. એક ગ્રંથનો એક વિદ્વાન પંડીતે (મુરાદાબાદ) દેઓ નગરી ભાષામાં તરજુમો કરી ઉત્તર હિંદુ-સ્તાનમાં પ્રસીદ્ધ કરયો છે. બે ગ્રંથોની બીજી આવૃત્તિ નીકળી છે અને આશા છે કે આ નાના ગ્રંથ "કાવ્ય ગૂટીકા" તરફ પ્રજાની પ્રશંસા હોડશેજ— તે વાંચવા લાયક અને ઉપયોગી કરવાની કોષિશ કરી છે અને સૌ કોઇને વાંચવા બની આવે એવે ઇરાદે તેની કીમ્મત માત્ર ૧૨ આના (પોસ્ટેજ સાથે) રાખી છે.

જીહાંગીરશાહ અરદેશર તાલેયારખાન.

# KAVYA-GUTICA

OR

# THE STATE-OF-THINGS.

BY

JEHANGIRSHAH ARDESHIR TALEYARKHAN

AUTHOR OF

Ran-Vas, Mundra and Kulin, Ratna-Laxmi, &c., &c.,

---

For He maketh His sun to rise on the evil and on the good, and sendeth rain on the just and on the unjust. St. Matthew.

---

Surat.

PRINTED AT THE MISSION PRESS.

1906.

# DEDICATED

WITH

## HEARTFELT RESPECT AND ADMIRATION

TO

The Noble Sons and Daughters of Great Britain who have dowered India with tranquillity and enlightenment. May the unvoiced feelings of contentment that fill the hearts of the masses of the people find grateful expression! So shall multitudes rejoice, sharing in the joy of the humble

AUTHOR.

## CONTENTS.



## Parsi Gujarati.

# કાવ્ય-ગૂટીકા

અથવા

# સ્થિતી-પ્રદર્શન.

રચનાર

**જીહાંગીરશાહ અરદેશર તાલેયારખાન,**

રણવાસ, રત્ન-લક્ષ્મી, મુંદ્રા અને કુલીન વી. વી. નો કર્ત્તા.



દોહરો.

રાજ્ય-ધર્મ, સ્વધર્મથી, નહીં નિરાળો લેશ;
અર્થ એકનો એક છે, આજ્ઞા ધર્મ વિવેક.
દેશ-ભક્તિ ને રાજ્ય ધર્મ, સ્વધર્મને આધીન
સુખ-સંસારી મૂળિયાં, ધર્મ પ્રબળ પ્રતિ દીન.



**સુરત:**

**'મિશન પ્રેસ'માં છાપ્યું.**



**૧૯૦૬.**

# અર્પણ પત્રિકા.

(દોહરો)

અરપું બહુ બહુ હેતથી, માન પાન સનમાન;
સુખ શાન્તીના દેણનું, દેઉ ખરૂં મ્હાદામ. ૧

હેત હયા ને પ્રેમનો, દેઉ તને ફુલહાર;
નેકી કીર્તિ ન્યાયનો, બદલો ને ઉપકાર. ૨

અલ્પ બુદ્ધિનો હું કયો ? કે દઉં યોગ્ય ઇનામ;
જુજ અક્કલનો જીવ હું, માત્ર રહું દિલજાન. ૩

ગરિબી છે મ્હારી છતે, બહુ ઉંચલું ફરમાન;
દિલોજાનિથી ગણું તને, 'બ્રીટન' ઈંદ્ર સમાન. ૪

જી. અ. તા.

### દોહરો.

એકજ નીચ નિંદા થકી,
ભાગે ભવની પાળ; | મનસા | મનશની |
જન્મ મહેનત નેકિનો,
મિશ્રીત પાયામાલ. ૧

---

એકજ ભુંડા વેણથી,
સત ભુંડું કહેવાય; | વાચા | ગવશની |
આચરણ રૂપ રૂડાંતણો,
નાશ વિનાશજ થાય. ૨

---

એકજ કુડાં કૃત્યથી,
સત કુડાં લહેવાય; | કર્મણા | કુનશની |
ભવનો ભરૂસો ભાગિને,
ચૂડે ચૂડો થાય. ૩

---

### (પરીણામ)

ક્રોડધણો ત્રણશબ્દમાં, ભરમ મરમ ને ભેદ;
શિક્ષણ ધર્મ સ્વરૂપમાં, સરજ્યો શ્રેષ્ટવિવેક. ૪

---

હો!! દેશી છો સદ્દગુણી, પશ્ચિમ ભણિની પ્રીત;
રાખો–દાખો દિલ થકી, સત શાન્તીની રીત. ૫
પસંદ કરિને પરઠીઆ, લીધી સાચી શીખ;
સુબોધના ભોગી થઇ, પછિ પાડો ક્યમ ચીસ. ૬
શિખવેલું શિખવા બધું, અતી ઉમંગે હોંસ;
તેના શિક્ષણ લાભનો, ભમી ધરો ક્યમ રોષ. ૭

દેશ નીજ અંત્ત : થકી, વફાદાર નકિ નેક ;
ભૂલ ચુકમાં ગર્વ ધરી, તજીને જાત વિવેક. ૮

દયા-મયાની મા ધરા, પૂત ખુઓ ક્યમ શૂધ ;
ક્રુર શબ્દોને દાટીને, લીઓ વડવાનીં બૂધ. ૯

રાજ્ય માટચ જીવ આપિને, ખોયા કિમતી પ્રાણ ;
તેવા પિતૃના સુત બની, ઉંધું કરોછ, દિલ જાન. ૧૦

વિનાશકાળે વીપરીત, બુદ્ધિ કરો ન સુજાત ;
ખરા જાતવન આપણે, તજવાં કામ કજાત. ૧૧



## વિષય. પાનું.



## પારસી ગુજરાતી.

# ગ્રંથવિવેચન.



આ ન્હાના ગ્રંથમાં પ્રગટ કરેલી કવિતા, માત્ર કાવ્ય અર્થે નહીં, પણ તેમાં દાખલ કરેલા વિષયોમાંના ઘણાક વિષયો વિચાર કરવા યોગ્ય છે એમ સમજી કાવ્ય-રૂપમાં વિવેચન કર્યું છે.

૨) સૌ કોઇ જાણે છે કે ગદ્ય કરતાં કાવ્ય ઉપર ઘણા વાંચ-કોની રૂચી હોય છે.—વળી વખત ગાળવાને જેઓ વાંચન હાથ ધરે છે તેઓને ઉપયોગી પણ સુકી હકીકતો સહેલી કવિતાના આકારમાં આપી હોય તો પણ તેઓ હોંસ અને ધ્યાનથી વાંચે —તેમજ કવિતા, ન્હાનાં મ્હોટાંને એકસાં પસંદ હોય છે; કાવ્ય જેવી સ્વર્ગ-વાણી બીજી કોઇ હશે એમ તો કોઇ કહી શકશે નહીં, તેથી એજ વિચારને અનુસરી આ નાની પોથીમાં સંકોચાવેલી નાની મ્હોટી અગવડો ઘણા જણા વાંચે અને ચર્ચાવે એવા ઇરાદાથી રાગ અને રમુજના મિશ્ર આકારમાં વિવેચન કરવાનું પ્રયત્ન કર્યું છે.

૩) આપણા ફીરસ્તઇ યોગી રૂષિઓએ ધર્મ-ભક્તિનું વાચન ઘણું ખરૂં રાગ રાગણીઓમાં લખ્યું શીખવ્યું હોય એવી તેમની ભાષારચના છે. તે વાંચતાં સાંભળતાં આપણા હૈડાં અને રગોમાં, પ્રેમ, માન અને આસ્થાની અસર તથા **તે મહાન શક્તિ** વાળા સાહેબના, નહીં સમજી શકાય એવા ચમત્કારીક ભેદ અને કાર્યો, ચંદ્રની રોશનીના આશાયશી ઝરા અથવા વ્હેતાં પાણીની નિરં-કુષ નેહેર પેઠે વહી, એજ ભક્તિ-વાચન આપણા આખા

શરીરમાં આરામ અને આસ્થાની અસર વ્હેતી કરે છે. આ મ્હાના ગ્રંથમાં દાખલ કરેલા વિષયો લખવા બેઠો ત્યારે મ્હને મ્હારી ભાંગી તુટી શક્તિનું સ્મરણ આવ્યું—મહાભારત વિષયો, મ્હારા સરખી લુલી કલમનો લેખક તે શું લખી શકે? છતાં જેમ માટીની સૂક્ષ્મ રજકણો કેળવવાથી તેના મ્હોટા મ્હેલો બાંધી શકાય છે, તે ધોરણે મ્હારી સૂક્ષ્મ શક્તિ વાળા મહાન વિષયોને કાવ્ય-બળ આપી, બીજા વિદ્વાનો અને દ્રવ્યવાનોને ઉશ્કેરી તેઓ પાસે સુધારાનો ચીનાઇ કોટ ચીણાવી લઇ મ્હારા પ્રિય દેશને મ્હારી સજીવ કાળજીનો નિર્જીવ લાભ આપ્યો છે. હવે કહો, મ્હારા જ્ઞાની વાંચકો, કે આ મ્હારી કબુલત થયા પછી, મ્હારા નામ સાથે અભિમાન શબ્દનું વિષેશણ કોઇ કાળે કોઇથી જોડી શકાશે? ના, ના તમો મ્હારા દેશી ભ્રાતોની આંખોમાં, દેશ-શરમ અને મર્યાદનો મ્હો-બોલો ભાઇ સજીવન છે અને તેથીજ આ બાળ-કાવ્યને પ્રસિદ્ધી દીધી છે.

૪) વળી મહાન-કાવ્ય-કર્ત્તા ‘ગોલ્ડસ્મિથ’ની ચાર કવિતાઓનો તરજુમો દેશની રીતભાતને અનુકૂળ આવે એવી ભાષા અને રચનામાં, કર્યો છે. તે આપણા સંસારની ચાલુ સ્થિતીને પણ બંધબેસ્તો દેખાય છે. સંસાર-સ્થિતીના રડા કુટા તો દેશે દેશ હોય! ફરક એટલોજ કે સુધરેલા દેશમાં થોડા અને સુધારાની શરૂઆત કરનારા દેશમાં ઘણો!!

૫) આપણી સંસાર-સ્થિતી કંટાળા ભરેલી અને નુકસાનકારક થતી જાય છે તે કંઇક રમુજી દાખલા વડે, સાદાં ગાયનના આકારમાં મુકી વાંચકોને લલચાવવાનું પ્રયત્ન કર્યું છે. આપણી કેળવણી આપવા લેવાની પદ્ધતી અને યોજનાઓ એવાં છે કે સુધારાને નામે, સંસાર અને રાજ-ભક્તિની ગતીમાં કાંઇક કુધારાનો પ્રવેશ થતો જાય છે. ચાલુ રીત જો જેમની તેમ

ચાલવા દઇશું તો આપણે આપણા બાપીકા સુગુણો સદંતર ભુલી જઇ દુર્ગુણ અને દુરાચરણને આધીન થઇશું; આપણી હાલની કેલવણીએ ધર્મકેલવણી અને સંસાર-કેલવણીને મ્હોટે ભાગે ભુલાવા માંડી છે. ધર્મ-કેલવણીથી અજ્ઞાન રહેલી પ્રજા, રાજ-ભક્તિ, દેશ-ભક્તિ, કે સંસાર-ભક્તિ સમજી કે શીખી શક્તી નથી, તેથી આપણી કેલવણી આપવાની રીતમાં, સુધારાને અનુક્રમે નહીં દાખલ કરવામાં જે ભૂલ થઇ છે તે સુધારી, નવા સુધારા આમેજ કરતાં પહેલાં, કેવા પ્રકારનો સુધારો, આપણા પરસ્વાર્થે સુધારકોએ કરવો જોઇએ તે જોવાનું છે. આજની કેળવણીનો ભારે બોજો, આપણાં દીકરા દીકરીની શરીર-પ્રકૃતીનો નાશ કરતો હોય એમ જણાય છે. વિદ્યા-જ્ઞાન, તનમનની કેળવણી અર્થેજ નહી પણ અઘટીત અને શક પડતા લોભ લાલચની કેફમાં, એક જથ્થામાં, એકજ જાતના ઇરાદાથી, એકજ રસ્તે, અનેક જણ લેવા લાગ્યાં છે. પછી વિદ્યાર્થી રાતો માતો હોય કે હાડ પાંજર હોય! પછી તેનું ભેજું, વિદ્યા-જ્ઞાન સ્વિકારી શકે એવું તેના વડવાથી કસાતું અને સુધરતું આવેલું હોય કે તેણે કોઇ જડ બુદ્ધિના સુથાર લુહારને પેટે જન્મ લીધો હોય! મતલબ કે અમૂક વિદ્યાર્થીનું શરીર અને મસ્તક કઇ જાતનું જ્ઞાન સેહલાઇથી સ્વિકારી શકશે—અથવા કયા ધંધા પર તેની રૂચી દોડે છે તેનો ખ્યાલ સ્વપ્ને સોંફી દરેક જણ, નાનેથી મોટાં, આજની રીતની કેળવણી ઉપર અંતની ઘડી સુધી તુટી પડે છે. પરિણામ એ નીપજે છે કે, કશી કુટીને પસાર થએલાં વિદ્યાર્થી, વિદ્યાશાળામાંથી નિકળે તે પહેલાં ઘણાંક, દર્દ-શાળાની સેવામાં રહે છે. પછી શરીર-વેદનામાં અને પેટની આંચ હોલવવાની ફીકરમાં રવડતાં રહે છે—અને છેવટે જે ઇરાદે (નોકરી અને હાકમી) કેળવણી લીધી હતી તે ઇરાદો

નિષ્ફળ જવાથી પારકાંને કનડે છે અને સુધરેલું ભાંડણ ચલાવે છે. પચતું વિદ્યા-જ્ઞાન લઇ પોતપોતાના બાપીકા ધંધાની અથવા પોતાને રૂચે તેવા વિષયની કેળવણી લઇ બહાર પડ્યા હોત તો તે પોતાનો ધંધો ખીલવી શકતે એટલુંજ નહી પણ ઘણાક રવડતાઓએ આજ પોતાને અને પોતાના દેશને પ્રખ્યાત કર્યું હોત.

૬) આ ગ્રંથમાં દાખલ કરેલી સ્થિતીનું વિવેચન કોઇ પ્રકારે સરાહગાતવાળું કે કલ્પિત નથી; કોઇ પણ અવલોકન કરનાર માણસ જોઇ શકતો હશે કે આપણામાંથી દેશ-ભક્તિ, રાજ-ભક્તિ, ધર્મ-ભક્તિ અને સંસાર-ભક્તિ દિવસે દિવસ કમી થતી ચાલે છે; સ્વાર્થ, અમર્યાદા, સોદ્દાઇ, ઇર્ષા, અભિમાન જેવા દુર્ગુણો સ્ત્રી પુરૂષમાં વધારે ને વધારે પ્રબળ થતા જાય છે. સ્ત્રીનો, ધણીનો, બેટા બેટીનો, માબાપનો અને રૈયતનો એક બીજા પ્રત્યે, ભાવ, આસ્થા, મમતા, માન અને સુલાગણી કમી થતી જઇ, જાત-સ્વાર્થનો લોભ વધુ ને વધુ થતો જાય છે; મૂળ કારણ કેલવણીની ભૂલ ભરેલી રીતનું છે.

૭) જે પ્રજાના ધર્મ-ગુરૂ વિદ્વાન, જ્ઞાની, પરમાર્થી અને ધર્મિષ્ટ છે તે પ્રજા વફાદાર અને સંસાર અને રાજ-કાર્યથી સુખી હોય છે. જે પ્રજાના ધર્મ-ગુરૂઓ પોતાના રાજા અને પ્રજાના માન અને આસ્થાને પાત્ર છે તેઓ પોતાને પાલવે પડેલી પ્રજાને નીતી અને વફાદારીને રસ્તે દોરવી, શુભ કેલવણી આપી કાબુના અંકુશમાં રાખી શકે છે. જે પ્રજાના ધર્મ-ગુરૂ ઘરના નોકર પેરે લાલચુ, અજ્ઞાન અને દુર્ગુણી નીવડ્યા હોય છે, તો તે પ્રજાની ધર્મ-સ્થિતી અને ધર્મ-સ્થિતીના બીગાડની અસરથી સંસાર-સ્થિતી, માત્ર જીવતાં મોત જેવી ક્રૂર અને કનડતી થઇ પડે છે, અને રાજ-ભાવની લાગણી લુલી થતી જાય છે.*

૮) મતલબ કે મ્હોટે ભાગે આપણી સંસાર અને ધર્મ-સ્થિતીના સુધારણાની કેલવણી, ભયભિત ઓવારે થઇ ' લે ભાગુ ' અને તુફાની સુધારા ભણીનો માર્ગ લે છે; તેથી ખરે માર્ગે દોરવવા આપણા ધર્મ-ગુરૂઓની સ્થિતી અને શિક્ષણમાં ફેરફાર કરી તેમને જ્ઞાની, વિદ્વાન, પરસ્વાર્થી અને કાબુવાળા કરવા જોઇએ. ધોળી પાઘડીવાળા મોબેદ કે રૂદ્રમાળા ગળે ઓળવી, પેટ પાટાં ઉપર ચંદન ચોળી ફરનાર બ્રાહ્મણો, કે અર્થ સમજ્યા વિના કુરાન વાંચી જાણે એવા મુલ્લાં કે કાજીઓને ધર્મ-ગુરૂનું મહાન માન, નામ અને કામ સોંપવામાં પ્રજાની તેમજ ખુદ રાજાની સ્થિતીનો સડો પણ દુઝાયા કરવાનો. ગ્રેટબ્રિટનની કેલવણી અને સુધારો સંસારમાં દાખલ થતાં પહેલાં, ગ્રેટબ્રિટનના ધર્મ-ગુરૂઓની કેલવણી આસ્થા અને મા-બાપી સાહ્યાના સૂર્ય-બિંબ આપણા ધર્મ-ગુરૂઓમાં દાખલ કરવાનું પ્રયત્ન થવું જોઇતું હતું. 'ઈંગ્લાંડ' ના એક ' પૅરીશ ' ( પાદરીની સત્તા નીચેનો મુલક ) નો 'ક્લર્જી-મેન ' ( ધર્મોપદેશક ) પોતાના ન્હાના ગામડામાં, જ્ઞાન અને સંસાર-શાન્તી અર્થે કેટલું કરી શકે છે તે વાત સૌ કોઇને અન-જાણી નહીં હશે. એ મહાન ધર્મ-ગુરૂઓ નાસ્તિકને આસ્તિક કરે છે; છાકટાને વ્યસન-મુક્ત બનાવે છે; દુરાચરણીને વાર-વાર, ભય, પ્રીત અને બોધ આપી સદાચરણી કરવાની કોશીસ કરે છે; રાજદ્રોહીને રાજભક્ત કરે છે;—અશક્તને આશ્રય અપાવે છે;—ગામની સ્વસ્થતા અને આરોગ્યતા જાળવવા તથા પોતાની ન્હાની પ્રજાને કેલવણી અને ધંધે લગાડવાની સુચના અને ઇલાજ કરે છે, એટલુંજ નહીં પણ, પોતાની હદના રાજ-કીય-કાયદા અર્થે પોતાના વિદ્વાન, ધનવાન અને દેશ-ભક્ત રહી-શને, દેશ-સભા તથા રાજ-સભામાં પોતાના હિમાયતી તરીકે મોકલવા પ્રજા વચ્ચે પોતાનો વસીલો અને કાબુ વાપરી શકે છે.

મતલબ કે, જ્ઞાન અને વિદ્યાના બળે તે એવો કાબુ વાપરી શકે છે, કે દુરાચરણી અને દુષ્ટને ન્યાત બહાર નહીં પણ મંડળીથી વિખૂટું કરી એક ભટકતાં રખડતાં જાનવર પેઠે એકલવાયું કરી શકે છે; સદાચરણી, જ્ઞાની અને ઉદ્યમીનો ભવ સફળ કરવા મથે છે, અને તેમ થવાથી લુચ્ચાંઓમાં એવો ભારે ભય પેદા થાય છે કે ક્વચીતજ પાપી પ્રકૃતિનાં સ્ત્રીપુરૂષો મંડળી તરફ અભયતાની કે તરછોડની નજર કરી શકે. આપણા પોતાના પ્રિય દેશનો જુનો ધારો પણ કંઇક હેવોજ હોવાની સાબેતીઓ મળે છે. આપણા મહારાજા અને મ્હાજનો, રાજદ્રોહીને હાથીને પગે અથવા ખીલાજડિત પીપોમાં ઘાલી ગબડાવતા અથવા સાણસીથી માંસ ચુંટાવી અથવા એવીજ બીજી અઘોર અને નિર્દય શિક્ષા કરી ત્રાસ બેસાડતા હતા. સંસાર-પાપીષ્ટોના નાક ચોટલા કાપતા, પુરૂષને કોયલા અને ચુનાના હાસ્યચિતારમાં ચીતરી ગધેડે બેસાડતા તથા મોદીજી અને મ્હાજન ખાસડાં મરાવી, ન્યાત બહાર મુકી તે વખતના વિચાર આચારને અનુસરી નીતિ, ધર્મ અને રાજઆસ્થા જાળવતા હતા. કાજીજી શી શિક્ષા કરતા હતા તે હું ભુલી ગયો છું, તથાપી તેઓ પણ કાંઇ એવીજ વિચિત્ર શિક્ષા તો કરવાનું ચુક્યા ન હોય!! કદાચ પોતાના દોષિતોનાં શરીરે ગુંદરનું પાણી ચોળી, રંગબેરંગી રૂ વળગાડી, કમ્મરે દોરડી બાંધી ઢોર પેરે ચાર પગે (હાથે પગે) ચલાવી ફટકા મારી બજારે બજાર ભટકાવ્યા હોય!! પણ એ વાત અનુમાનની છે અને હું કાંઇ અનુમાન કરવા બેઠો નથી. આજના કેટલાંક પારસી ધર્મ-દોષિત અને કેટલાંક સંસાર-દુરાચરણીઓ છચોક, સુધારા અને 'ફેશન' ની 'બાઇસીકલ' લઇ, પૂર પાટે ભટકતાં જણાય છે; છતાં દુર્ગુણી અને દોષિતોને ભટકતાં અને રખડતાં કરવાને બદલે તેમને તેમના જેવાં અંગીતો, તથા સગાં વહાલાં, ઓળખીતાંઓ અને લાલચુ

ધર્મ-ગુરૂઓ, જાણુ અજાણુ અથવા અજ્ઞાનતાને લીધે અથવા મર્યાદની શરમનો અંત આવવાથી, પાપિષ્ટોના કલ્પિતપુન્ય ગાઇ તેમને ઢાંક્યાં રાખી દહાડા કાઢે છે. એવોજ રકાસ અને પ્રકાશ બીજી ન્યાતજાતમાં પણ વધતો જાય છે. રાજ-દ્રોહી તો નહીં પણ, રાજ-દ્રોહી થવા જેવાં આચરણોનો ફેલાવો થાય એવી પદ્ધતીના ફુટકલ સુધારકો સ્વ-પ્રકાશ અર્થે જગે જગ ઉભા થાય છે; તેઓ દેશ-ભક્ત સુધારકોના કામમાં કાંટા નાખે છે. તેમને તથા સ્વ-પ્રકાશ અર્થે ભટકતા ભુખરૂ વિદ્વાનો તથા બાપદાદાની કીર્તી અને બળ ઉપર ધીંગા મસ્તી ચલાવનાર અર્ધ ભણેલ માન-લાલચુઓને ઉઘાડા પાડી અથવા હદમાં રાખી શકે એવું મંડળીનું બંધારણ રહ્યું નથી. મંડળીમાં કરતા કારવતા, મુલ્લાં, મોદી, કાજી, મ્હાજન કે ધર્મગુરૂ તો જોઇએ. ખરૂં છે કે આજ આપણે કાંઇ મોદીજીનાં ખાસડાં કે કાજીજીના રૂ-લેંઆશ કે ખીલ્લા-ઠોક પીપમાં ગબડવા અથવા નાક કાન કપાવવાની ક્રિયાનો લ્હાવો લેવાની ઉત્કંઠા તો રાખવાનાજ નહીં; પણ આપણા ધર્મ-ગુરૂની કેલવણી, કાબુ અને કાર્ય, ગ્રેટબ્રિટનના ધર્મ-ગુરૂના જેવાં કરવાનું તો પ્રયત્ન કરવુંજ જોઇએ કે તે પોતે પોતાની હદમાં મંડળીને સુમાર્ગે દોરવવા કામ લાગે. એવા ધર્મ-ગુરૂ કેળવવાને તેજ જાતની વિદ્યા-શાળાઓ સ્થાપી, (મુખ્ય કરી પારસીઓએ), એક ધર્મગુરૂનો વર્ગ ઉભો કરવો જોઇએ. સખાવતમાં પારસીઓએ ઘણું કર્યું છે, પણ સઘળી સખાવતો સખાવત અર્થે અથવા સખાવતનો અર્થ સારે તેવી થઇ અથવા થતી નહીં હશે. પારસી-'ફાંલની'ની યોજના પહેલાં, દસ્તૂરો કેળવવા પાઠશાળા સ્થાપી, એક મ્હોટું જાહેર 'ફંડ' 'મિશનો'ને ધોરણે ઉભું કરી, ધર્મની, વિદ્યાની અને વૈદાંની કેલવણી આપી તેમને દસ્તુરી સોંપવી, અને ધર્મ ક્રિયા વીગેરેનું સઘળું કામ

તેમનાથીજ લેવું—અને મ્હેનતનું દામ, મોબેદના નામને છાજે તેવું રાખવું જોઇએ. મતલબ કે, ગ્રેટબ્રિટનના ક્લર્જીમેનો, ક્યુરેટો, બિશપ તથા આર્ચ બિશપોને જે ધોરણે માન-પાન આપવામાં આવે છે તેવું તેમના ગુજરાનનું સાધન કરી આપી, તેમને પોતપોતાની હદમાં કામ કરવા નીમવામાં આવે તો સંસાર-સ્થિતીનો સુધારો અને રાજકીય વહેવારનું લેણદેણ ઉલટભેર ચાલે, જેથી રાજ-ભક્તિની આસ્થા તથા માત-ભૂમિની ચઢતીનો પ્રકાશ તેજસ્વી થઇ આપણી આશાઓ પૂર્ણ થાય. જ્યારે આપણે ગ્રેટબ્રિટનના સુધારા, સંસાર અર્થે સ્વીકાર્યા છે ત્યારે તેજ ધોરણે ત્યાંના સુધારા વધારાનું મૂળ ધોરણ સ્વીકારવું જોઇએ. જે પાયા અને ધોરણે ગ્રેટ-બ્રિટનનો રાજ અને સંસાર સુધારો રચાયો છે તે ધોરણ અને પાયો એકી કોરે મુકી, પાછળથી કરવાના ફેરફાર અને સુધારાનો પ્રવેશ પહેલ પ્રથમથી દાખલ કર્યો એજ આજના નુકસાનનું અને ફરીયાદોનું મૂળ છે.

(૯) ગ્રેટબ્રિટનના સુધારા વધારાનો મૂળ પાયો તેમના ધર્મ-ગુરૂથી રચાયલો છે—તેમના રાજા રાણી, અમીર ઉમરાવ, જાગીરદાર વ્હેપારી અને ધંધાદારીથી તે મજુરવર્ગ સુધીની સંસારીક, ધર્મ અને રાજનીતિની કેલવણી આપવામાં મુખ્ય ભાગે ત્યાંના ધર્મગુરૂઓ અને ત્યાંના ધાર્મિક શિક્ષકો છે. સંસાર સુધારો અને રાજનીતિના ઉત્તમ નિયમો તેમના ધર્મિષ્ટ શિક્ષણને આભારી છે. તેમની ચઢતી અને કીર્તી તેમની કેલવણી આપ-વાની પરોપકારી રીતનું પરિણામ છે. તેથી તેજ ધોરણે આપણા ધર્મ-ગુરૂઓને જ્ઞાની વિજ્ઞાની કરી, તેના કાબુ અને શિક્ષણ ઉપર, ધર્મ અને સંસારસ્થિતીનો સુધારો વધારો કરીએ તોજ આપણી સંસાર અને દેશ-સ્થિતીમાં બ્રિટીશ સુધારો આમેજ થાય. આજ મુંબાઇના પનોતા પીટીટો, વહેવારીઆ વાડીઆ-

જીઓ, તાલેવંત તાતાઓ જેવા શું નહીં કરી શકે!!! વળી આપણા હજારો હમદીનો, સંસાર અને ધર્મ જ્ઞાનના સુધારા અર્થે કોઇ વાર મોઢું છુપાવે તેવા છે? પારસી સંસાર-સ્થિતી સુધારવા અને પ્રકાશીત કરવાને કરેલા પ્રયત્નો અને સખાવત—તેજ ખરી અને બેકીમતી સખાવત કહેવાઇ શકાશે. અને તેવા સખી ગ્રહસ્થોની અને સખી કોમની જાવેદાનની કીર્તીનો સ્થંભ અને પારસીઓનો પવિત્ર ધર્મ કાંઇક વધારેજ પ્રખ્યાત અને પ્રકાષિત થશે.

૧૦) પારસી મંડળી ઉપર કોઇ જાતનો અંકુષ નથી. જેમ બ્રિટનો તેમજ પારસીઓ પોતાના સંસાર વ્હેવાર અર્થે કોઇ પણ જાતનો જીવતો અંકુષ સોશી કે સહન કરી શકે એવા સ્વભાવ કે રીતભાતના નથી. જો કોઇ માવધ કે માવધની મંડળી ઉભી થાય અથવા થવાની કોશીસ કરે તો હાથી છેડાઇ પડે અને તેમનું આપ-અખ્તિયારનું ઉકળતું લોહી તેમની રગોમાં હુલ્લડ કરી મેલે.

૧૧) પર-દીનીઓને સ્વદીનમાં, લેવા નહીં લેવાના સવાલનો ઘોંટાળો પારસીઓને લાંબી મુદત સુધી ચોંકાવ્યા કરશે; છતાં અંકુષ કહો કે સુકાન કહો, એમાનું એક જોઇએ તો ખરૂં. જીવ-જંતો અને પશુ પંખીમાં પણ સુકાની કે માવધ હોય છે. મધમાખી અને કીડી મકોડામાં પણ માવધ, રાજા, રાણી કે સુકાની હોય છે. જંગલમાં ચરતાં હરણ, સાબર, જંગલી પાડા, હાથી અને ટોળાંબંધ ફરનારાં જનાવરોનો મુખ્ય માવધ ટોળાંનો આગેવાન થઇ ટોળાંને દોરવે છે. આ નિયમ કુદરતીજ છે; તેથી પારસી ટોળાંને, સંસાર અને ધર્મ કાજે, દોરવનાર કોઇ આગેવાન ટોળો હોવો તો જોઇએ. જે જાત ન્યાતને દોરવનાર જ્ઞાની અને પરોપકારી મુલ્લાં, મહાજન કે મહારાજા છે, તે 'નાત-જાતની સંસાર-સ્થિતી અને ચઢતી, પારસી સંસાર-સ્થિતી કરતાં કંઇક ચઢતીજ

જણાશે. મંડળીમાં ભય અને પ્રિતિ હોય ત્યાંજ શાન્તિ અને સ્વસ્થતા હોવાં જોઇએ—જ્યાં નથી ત્યાં અંધકાર છે. ખુદ આપણા દેશમાંજ તેનો જીવંત દાખલો જોવાનો છે. આજના દિવસે હિંદની નીર નિરાળી કોમોમાં કોઇ પણ કોમની સંસાર-અને ધર્મ-સ્થિતી, સરાસરીમાં વધારે ચઢતી અને સુખદાયક હોય તો તે હોરા ભાઇઓની છે, અને તેનું મુખ્ય કારણ તેમના વિદ્વાન, જ્ઞાની અને ધાર્મિષ્ટ મુલ્લાજી તથા તેમને તાબેના ધર્મ-ઉપાધ્યા છે. એ સુશીલ અને સંપીલી કોમના ધર્મ-ગુરૂની સ્થાપના, કાર્ય અને અંતર-નીતિનું ધોરણ, ગ્રેટબ્રિટનના ધર્મ-ગુરૂની સ્થાપના, કાર્ય અને અંતર-નીતિના ધોરણને, ઘણું ખરૂં મળતું આવે છે. તેમની ગરીબીવાળી પ્રજાનો નિર્વાહ, નીતિ અને ધર્મ-શિક્ષણનું ધોરણ ઘણે ભાગે, ગ્રેટબ્રિટનના આશીર્વાદી સુધારા ને મળતું છે. એ કોમે પણ ગ્રેટબ્રિટનનો સુધારો સ્વિકાર્યો છે. પણ તે સુધારો ધીરો અને દેશને અને સંસારને અનુકૂળ આવે તેવો છે, લેભાગુ કે દેખાદેખી વાળો જવલ્લેજ જણાશે. ખરૂં જોશો તો, તેમને તેમના સંસારનો પાયો, ધર્મ-આસ્થા, નીતિ અને અન્યોઅન્ય સાહ્ય થવાની સંપીલી રૂચી ઉપર રચ્યો છે; અને તેથીજ, હિંદની ઘણી ખરી કોમો કરતાં એ કોમ સંસાર-સુખમાં કંઇક ચઢે એવી છે. દ્રષ્ટાંત—હોરાભાઇઓની વસ્તીની સંખ્યાના પ્રમાણમાં, એક બીજાની સામે, દીવાની ફોજદારી 'કોર્ટ'માં, ફરીયાદની સંખ્યા જોશો તો તે નહીં સરખી જણાશે. સ્વ-ઘાત, શરીર-ઘાત, છુટાછેડા, વ્યભિચાર અને બેવફાઇની સંખ્યા પણ નહીં સરખી જણાશે; કારણ કે સંસાર-સ્વસ્થતા, અને ધર્મ-મમતાનું શિક્ષણ, ડાહપણ અને જ્ઞાનવાળું છે, અને તેમનો માવધ અને રખવાળ, તેમનો વિદ્વાન મુલ્લાજી તથા તેમના કોમની નીતિ-યૂક્ત નિમણૂક છે.

૧૨) પણ પારસીઓ કાંઇ ઇસપના દેડકાનો દાખલો લઇ, કોઇ ઠાઠમાઠી માવધ, સુકાની કે અંકુશીયો મેળવવાની પ્રાર્થના કરે એવા નથી—છતાં કોઇ જાતનો અંકુષ તો જોઇએ એમ તો કહેવુંજ જોઇએ. આપણે આપણી કોમમાં સુધારો દાખલ કર્યો તે, જેમ એક વરરાજા એક ખુબસુરત સ્ત્રી જોઇ, તેની કાંતિ અને ગોરી ચામડી ઉપર ઉતાવળે લોભાઇને, પોતાનો જન્મ-સાથી કરવા વરી લાવવાની થાપ ખાય અને પાછળથી સંસાર વૈભવમાં એમ જણાય કે આ લાડકુવઇ તો કાચની આંખોવાળી, હૈયાની ફુટેલી, કાને બેહરી અને અક્કલમાં મારકણી નીવડવાથી જેમ હાથ ઘસવા પડે તેમજ પારસી ભાઇઓએ ગ્રેટ-બ્રિટનના સુધારાનું મૂળ થડ પડતું મુકી ત્યાંના ફુટકલ સુધારા સંસારમાં આમેજ કરવાની ભૂલથાપ ખાધી છે.

૧૩) પણ આપણા સ્વભાવ, આચારવિચાર અને રીતભાતને બેસતો આવે એવોજ ગ્રેટ-બ્રિટનનો સુધારો છે અને તેજ આપણાં સંસારમાં આમેજ કરવો જોઇએ. આપણી ભૂલ માત્ર એટલીજ થઇ છે કે આપણે ગ્રેટ-બ્રિટનના સુધારાનું થડ પડતું મુકી તેનાં ડાળ-પાંખડાંને પેહલાં આમેજ કર્યાં. ડાળ પાંખડાં થડથી જુદાં પડતાંજ તે સુકાવા તથા કોહવા લાગ્યાં છે—આ કોહવાટને રૂકવવા ડાળ પાંખડાંને તેના થડ સાથે આપણે પાછાં જોડી દેવાં જોઇએ. આ થડ ગ્રેટબ્રિટનના ધર્મ-ગુરૂ અને તેમની સ્થાપના છે, તે આપણે સ્વિકારી લેવાની કોશિસ કરવી. તેમના 'આર્ચબીશપ' અને 'બીશપો,' 'કલર્જીમેન' અને 'ક્યુરેટો'ની સ્થાપના જે ધોરણે અને જે ઇરાદે થઇ છે તે ધોરણ અને ઇરાદો આપણે પાર પાડવો જોઇએ. મતલબ કે આપણા ધર્મ-ગુરૂઓ, દસ્તુર અને દાવરનો વર્ગ ગ્રેટ-બ્રિટનના ધોરણે ઉભો કરવાને ખોટી થવું જોઇતું નથી. જેમ તેઓએ પોતાના ધર્મ-ગુરૂના વર્ગ ને ધર્મ-

કેળવણી અને વિદ્યા-જ્ઞાન આપી જુદે જુદે સ્થળે, ન્હાની મ્હોટી સંખ્યામાં મોકલવાનું ધોરણ રાખ્યું છે તે ધોરણને સ્વિકારી લેવું જોઇએ. આપણા ધર્મ-ગુરૂની સ્થાપના અને કર્તવ્ય કર્મ ગ્રેટ-બ્રિટનના ધર્મ-ગુરૂના કર્તવ્ય-કર્મને મળતું રાખી, તેમના આત્મિક અંકુશ અને ધાર્મિક વસીલાના સાણામાં મેલી મંડળીની આસ્થા ખેચી લેવાની કોશિસ શરૂ કરવાની છે; અને તેમ કરવા અર્થે એક જાથુક ને સારૂં મ્હોટું ફંડ ભેગું કરી પારસીઓએ દસ્તુર મોબેદ અને મોબેદી અને દસ્તુરી કરવા ઇચ્છતા બેહદીન યુવા-નોને કેળવવા,મદ્રેસા અને તેને લગતી ઈંગ્રેજી અને દેશી ભાષાની નિશાળો અને મહા-વિદ્યાલય સ્થાપી, ખાવા અને રેહવાના મકા-નોની ધાર્મિક જગ્યા ઉભી કરવી, તેમજ પારસી-'કૉલની'ની જગ્યાએ 'અમેરીકન' અને 'બ્રિટીશ મીશનો'ને ધોરણે પારસી-'મીશન'ની સ્થાપના કરી જરથોસ્થી ધર્મની વૃદ્ધિ કરવી. પારસી-'મીશન' ખુદ પારસી-'કૉલની' ની સ્થાપના કરશે. આ કામ ન્હાનું કે સહેલું નથી પણ એક વાર એવીજ કોઇ યોજના અમલમાં આવે તો આપણી પ્રજા તરીકેની મ્હોટાઇ, સંસારની સ્થિતી અને પારસીઓના મ્હાન પેગમ્બર અને યોગી અશો જરથોસ્થે, જરથોસ્થી ધર્મ ઉપર બેસાડેલી આસ્થા અને પ્રકાશ લાંબી સદીઓ સુધી ટકી રહી ધર્મ અને સંસારમાં તેમને સુખી પ્રજા કરી શકશે.

૧૪) મતલબ કે ખાવાપીવાના, પહેરવાઓઢવાના, રમત-ગમતના, રીતભાતના અને વિદ્યાના શિક્ષણોની સ્વીકારણી સ્હેજમાં સ્વીકારી લીધી તો તે સુધારાના શુભ પરિણામો ચાખવાને 'બ્રિટીશ' યોજનાથી સુધરેલા ધર્મ-ગુરૂનો, સંસાર સુખ અર્થે સંસારમાં પ્રવેષ કરાવવો. પારસીનો પવિત્ર ધર્મ, 'બ્રિટીશ' ધોરણે શીખવવા સમજાવવાના ઉપાયો કરવાનો આ વખત છે.

આજની અંકુશ રહીત સ્થિતી એકંદરે દુઃખદાયક છે એમ ક્વચીતજ કોઇ નકારશે.

૧૫) આપણા પ્રિય રાજ કર્ત્તાઓની બક્ષીસો જોકે સર્વ પ્રજા ઉપર એક સરખી છે તોપણ તે બક્ષીસોની અસર પારસીઓને સ્વભાવિક રીતે વધારેજ ફળી છે. હાડમારીનું નામ સ્વપ્ને ગયું છે. આપણે જો આપણી સંસાર-સ્થિતી અને બ્હેકેલા અથવા ભુલ ભર્યા સુધારાની રીતના સંતાપમાં વખત ગાળતા નહીં હોઇએ તો પારસી પ્રજાનું સુખ અને સ્વતંત્રતા 'ગ્રેટબ્રિટન'ની પ્રજાના સુખ અને સ્વતંત્રતાને વધારેજ મળતાં જણાશે. આજ પારસીઓએ તે નિરંતર-સર્વ-વ્યાપીક-કૃપાળુ બાપનો મ્હોટો પાડ માનવાનો છે કે જેમ ઇસરાયલો પોતાનું રાજ ખોઇ મધ્ય એશિયા અને રશિયાના મુલકમાં વીખેરાઇ રહ્યા તેમ પારસીઓ પરાજય થયા પછી, તેમને તે મુલકો અને ત્યાંના રાજાઓના રાજમાં રહેવાને અવકાશ તક અથવા સવડ મળી નહીં. જો ઇસરાયલ પેઠે આપણ તે તરફનાજ દેશોમાં અને તે તરફનાજ રાજની રૈયત થઇ રહ્યા હોત તો ભાગ્યે પારસી પ્રજા તરીકે પારસી કોમે હયાતી કે પ્રખ્યાતી મેળવી હોત. આપણી હયાતી, ધર્મ તથા સ્વતંત્રતા અને શાન્તિનો જશ આપણા પ્રિય રાજકર્ત્તાઓને સદાકાળ આભારી રહેશે.

૧૬) હવે માત્ર બે શબ્દ બોલી બેસવાનું છે. આપણ, દેશીઓની હાલની હદબહાર જુંબેશ, અધીરાઇ, ઉતાવળ અને ડગમગતી દોસ્તીનો દોષ, બ્રિટીશ સુધારો કવખતે, કસંજોગે અને નહીં સોશી શકાય એવા ભારે જથ્થામાં આણવાને લીધે છે. દુકાળના વર્ષો વહી ગયા પછી, સુકાળ અર્થે મ્હોટા જથ્થામાં રેલાવેલાં પાણીથી લીલા દુકાળની વેદનામાં પડ્યા જેવું થયું છે.

'બ્રિટન'નાં પનોતાં પગલાંની છાપ દેશભૂમિ ઉપર પડી તે વખતમાં પ્રજાનાં મન અને મગજની સ્થિતી અને કેલવણી મરણ-વયમાં હતી. ધર્મ-શિક્ષણ, સંસાર-શિક્ષણ અથવા રાજ-શિક્ષણ આપનાર ધર્મ-ગુરૂ, મહાજન, મુલ્લાં, કાજી કે પંચ માજી રાજ્યની અનીતિ અને અશાન્તતાની અસરથી અધમુવાં થયાં હતાં; અને છુટા છવાયાં જે પગભર હતાં તે સુનાં ઢોર પેઠે મારકણા થઇ ચરી ખાતાં જણાતાં હતાં. ખુદ રાજ કરતી પ્રજા અને રાજા રાણી, દેશાચાલ, દેશ-નીતિ અને દેશ-રીવાજ તથા અસંખ્ય 'જાત નાત' વાળી પ્રજાથી અને તેમની ભાષાથી કેવળ અજાણ્યાં હતાં—છતાં, તેઓ વિદ્વાન, ન્યાયી અને પરમાર્થી સ્વભાવનાં હોવાથી પ્રજાના સુખ સંતોષ અર્થે અતિ આતૂર અને આકળાં થઇ સુધારો કરવા માંડ્યો. તેમણે પોતાના બુદ્ધિ-બળ વડે દેશમાં શાન્તિ ફેલાવી દીધી પણ તેજ જુસ્સામાં અને ઝડફમાં અંતર સ્થિતીનો સુધારો ફેલાવવાના જે ઉપાયો લીધા તે ઉપાયો આપણા આચાર-વિચાર, રીવાજ અને ધર્મને અનુસરતા નહોતા. પોતાની જાતી બાહદુરી, કળા અને હિમ્મતવડે દેશમાં જગેજગ શાન્તિ ફેલાવી તેઓ ફાવ્યા ખરા પણ અંતર-શાન્તિ કરવાના પ્રયોગોમાં દેશની અંતર-સ્થિતીને સામાન્ય રીતે અનુકૂળ ન હોવાથી નવા સુધારાની અસર નુકસાનકારક નીવડેલી હોય એવાં દર્દ-દેણ ચિન્હો જણાતાં થયાં છે.

૧૭) અંતર-સ્થિતીની સુધારણા, દેશી સુકાની, ધર્મ ગુરૂ, પંચમહાજન, ગામ-પંચાત, મોદી મુલ્લાં વડે, દેશાચાલને અનુસરી કરવાના પ્રયોગો સુધરેલી રીતે યોજવાના તે વીસારી દીધાં અથવા રાજ નીતિના નિયમને અનુસરતું કરવા અર્થે તેવી જાતના શિક્ષણ અને કાબુ તરફ નજર પહોંચાડેલી જણાતી નથી. અથવા ખુદ દેશીઓએ પણ તેમને ખરે રસ્તે દોરવ્યા હોય એમ

જણાતું નથી; કેમકે દેશી અને દેશાચાલની માહીતી આપના-રામાં થોડા ઘણા 'ઓમીચંદો' નહીં હોય એમ તો હશેજ નહીં-પ્રથમ ઘણાં અને આજ છુટા છવાયા હશે—પરિણામ એ થયું કે દરેક જાતની પ્રજા પોતાને મળેલી સ્વતંત્રતાનો લાભ લઇ પોતાને રૂચે તેવો ભાવી માર્ગ લઇ બેઠી. દરેકે પોતાની અક્કલ અને મરજી પ્રમાણે, સંસાર, ધર્મ અને રાજ-આસ્થા, પોતાના જાતી વિચારે ઉત્પન્ન કરી ચાલવા માંડયું. તેથી અંતર-સ્થિતીને નુકશાન લાગ્યું અને આજના વખતમાં રાજ કરતી પ્રજાને કંઇક વધુ મહેનત, ઇંતિજારી અને કંટાળો ખમવો પડતો હોય તો તેમાં નવાઇ જેવું કંઇ નથી.

૧૮) પ્રજા અને રાજાની શાન્તિ અને ચઢતીનો પાયો ગ્રેટ-બ્રિટનના સુધારાના મૂળ પાયા ઉપર રચવાથી ગ્રેટબ્રિટનના તમામ સુધારાઓ આપણે આપણા દેશમાં લઇ શકીશું. તેનો મૂળ પાયો તેમના ધર્મગુરૂની સ્થાપના અને તેમનું કાર્ય છે. આવી જાતની સ્થાપના આપણા દેશમાં જગેજગ થવી જોઇએ.

૧૯) દુકાળની વેદનામાંથી મુક્ત કરવાને સુકાળીયાં પાણીનો વ્હો, નહેર ખણ્યા પહેલાં ચાલુ કરી આજુબાજુની સઘળી જગ્યાને કાદવ કીચડ વાળી કરી શરદી અને રોગ ફેલાવવો, અને જુનાં રાજ્યોની અનીતિથી દુર્બળ થયલાં તનમન વાળી પ્રજાની અંતર વ્યવસ્થાના અંધકારમાં, સુધારાના પ્રકાશીત સૂર્ય-બિંબનો ઉજાસ એકે જથ્થે અને એકદમ દાખલ કરવો, એ બન્ને વાત એકસરખી નુકસાનકારક છે. જી. અ. તા.

## બંદેમાતરમનું પવિત્રસ્વરૂપ.

(દોહરો).

**બંદેમાતરમ્** બોલિને, બોલો **બંદેનિવાજ;**
પુર્વજોની સાચિ શિખ, થવા ગૃ'સ્થ સુભ કાજ. ૧
શાન્ત **વિશીને** શેવિને, સુચી સમજી લે વાત;
હળીમળી મન મેળવી, કામ કરો સુભ ભ્રાત!! ૨
અજવાળું જો આજનું, ગયું ઘણું અંધેર;
દયા દેવિ ડૂબી હતી, ન્હોતી ઘેરેઘેર. ૩
ધમચકરીની ઢાળને, ધજા, ગજા ઉપરાંત;
નહિ બાંધો બેભાનમાં, કરવા કલેશ કુભાંડ. ૪
મથશો નહી મમત થકી, મમતા માયા માન;
આપિ અપાવો દેશને, માન-પાન સનમાન. ૫
શુરા સિંહને શેકવો, ચાલુ બળદને આડ;
કડવું ઘેલું કૃત્ય કરિ, દેશે ઘો છો ધાડ. ૬
ભલી માતના સુત-પુતો, સમજો છો આચાર;
હાડ વિનાની જીભ વડે, કેમ કરો અપચાર. ૭
રાજ્ય રાણાના હેતશ્રી, નર સ્યાણા શૃંગાર;
છતે ઝનુનમાં ઝિંપલી, પજવો કયમ અંગાર!! ૮
ઉધમ કળા તરતિબ ના, તુર્રા શૂરા વીર;
પગભર ચાલવુ શીખિને, કસજો પછી શરીર. ૯
પાઘ ધાઘ ને પોતિયાં, ઢગવાળી બળિદાન;
દેવામાં ડા'પણ કશું?, **"સિંગર"** શરિર નિશાન!! ૧૦
'સિમેંટ સ્ટોપર સ્ક્રૂ' તણો, પળે પળે વ્હેવાર;
ઘેરેઘેર જગે જુઓ, **શું** તજશો **દાતાર!!!** ૧૧

પવિત્ર હોળી-હોમમાં, નાંખી નાસ્તિક વસ્ત;
બાળી દઇ શું ડો'ળિયું, એ શૂરા સુશક્ત !! ૧૨

"**ડૉસન**" પગ ઝળઝળ ઝગે, "**લેડલો**" વળગી રેહ;
તન મનમાં વિટલાઇને, લલચાવે સૌ દેહ. ૧૩

તેવી **લાલચ લાગણી,** પ્રાપ્ત કરો શુરવીર;
મુંગે મૂખ **મુકાબલો,** કરવા રાખો ધીર. ૧૪

મુખ્ય **મંત્રિના** વેણમાં **વશિષ્ટનું** વૃતાન્ત;
ગાજે તેવો વરસશે, એ મારૂ સિદ્ધાંત. ૧૫

## બંદેમાતરમમાં, કળા કિર્ત્તિનો સમાસ.

**( ગરબી ).**

( આવજો આવજો આવજોરે, આજ વ્હેલાં—એરાગ ).

જાગની જાગ મિત્ર માળી હો !! દેશે સિંપો કળાનું પાણી.
ગાજો ઉમંગે વિજ્ઞાન વધારી, કળા કૌશલ્ય લિયો તાણી રે.
દેશે સિંપો કળાનું પાણી. ૧

હુન્નર કળામાં **શ્રી-ઐસ** દેખો, વિજ્ઞાન વિણ ધૂળધાણી રે.
દેશે સિંપો કળાનું પાણી. ૨

પોપટ મેના શૂરી-રૂડી, બોલે શિખવ્યું સિટિ તાણીરે.
દેશે સિંપો કળાનું પાણી. ૩

વાંદર ચાળા કિધા કરે છે, માનવ શીખે નવાઇ શી રે !!
દેશે સિંપો કળાનું પાણી. ૪

કળા દિયે **કૈલાસ** સુઝે છે, કિર્ત્તિનિ ગજવો કમાણી રે.
દેશે સિંપો કળાનું પાણી. ૫

કળા વિના સૃષ્ટી સુનિ જૂની, પ્રાથમિક ભવ તું જાણી રે.
દેશે સિંપો કળાનું પાણી. ૬

પાંદડાં ચાવી છાલ છોડાં ખાધાં, નાગાં ભટક્યાં નરનારી રે.
દેશે સિંપો કળાનું પાણી. ૭
વેઠીને વનત્રાસ વાઘવરૂ મોંઢે, કમોતે મોંતો આણી રે.
દેશે સિપો કળાનું પાણી. ૮
કળા ઉજવીને ખેતી ખેડાવી, રાંધણ કળા પછી જાણી રે.
દેશે સિંપો કળાનું પાણી. ૯
ખેતર ઉતપત્તિ શું શૃંગારી? પુઠે કળા શુભ આણી રે.
દેશે સિપો કળાનું પાણી. ૧૦
જ્ઞાની ધ્યાનીની શક્તિ શ્યાણી, પુરવે કળા દરશાણી રે.
દેશે સિંપો કળાનું પાણી ૧૧
નવતર થોડી બહુ તો છે જૂની, કળા એ કિમતી જાણી રે.
દેશે સિંપો કળાનું પાણી. ૧૨
દેશે દયા દઇ '**કળા**' દાન દેજો, **સ્વર્ગનું** પુન્ય પ્રમાણી રે,
દેશે સિંપો કળાનું પાણી. ૧૩

## બંદે માતરમમાં, દેશ ઉન્નતી અને રાજ ભકિતનો બોધ.

(દોહરો).

વિનવું '**દીનદયાળ**' ને, વિનવું દેશ દાતાય;
ઘો '**ખેડુત**' ને સાહ્ય તો, ગાજે દેશ કળાય. ૧
વિનવું '**ધનપતિ શેઠ**' ને, વણવા ધીરો દામ;
ખિલવો હુન્નર દેશનો, દેઇ કળાને માન. ૨
વિનવું સફરી '**સાહુ**' ને, દેશોધમના ચીર;
સાડી-ચોળી રેશમી, વણવા આપો ધીર. ૩
વિનવું તાર-જરી કિસ્બિને, માંડો પાછાં શાલ;
ભર કચ્છીનાં ભરતની, શાલ કસબ દોશાલ. ૪

પલ્લાન-પાખર-ઝાલરો, '**જરી**' કસબનાં કામ;
શું? શોભિત '**ચમ્મર**' તણાં, બુડયાં નામને ઠામ. ૫
સોના-રૂપા-હીરના, જરી કસબ કિનખાબ;
કારીગર કંગાળી પડે, ધીર ગઇ મરિયાદ. ૬
બેટા ભણિને વહિ ગયા, ખોટી ખરિદી થઇ;
વ્હેદી ભાંગી શેઠની, (કરે) '**બી. એ.**' બેટા સહિ. ૭
ઝીણાં જાડાં લૂગડાં, કપાસની નહિ ખોટ;
સણુ-રેશમ-ને ઉન ઘણાં, ખણો દેશનો દોષ!! ૮
સીસમ-સનદલ્લ-સાગને, ફૂળ અમૃત સમ ફુલ્લ;
'**કરિયાણાના**' ઢગ વળે, '**હસ્તિદંત**' બે મૂલ. ૯
તાડિ-માડિ-તારો તજી, લ્યો ક્યમ **રમ**ના રેચ!!
લાગે ઝાડો દરદનો, કેમ દમો ભાઇ દેહ!!!. ૧૦
'**મોલમિન**' મકતાં લાકડાં, લલચાવે અણિશુદ્ધ;
રેજાલૂ '**સો**' વરસના, દેશિ સાગની જૂત. ૧૧
પ્હેલું રાખને ખાક તો, પશ્ચિમ કુનદન મૂલ;
ઘાટ ગાજ ને પાજ સૌ, જાંજરિ માંજરી કુલ. ૧૨
મ્હોટી '**મા**' ની સાડિને, ચોળી કંચન તોલ;
ઘાટપોતની ઘાઘરી, વરસ વધે ને મોલ. ૧૩
જુઓ જાંજરી હોજરી, સાડી ચોળી ચીર;
એસે ફસકે ફાટીને, અરધ દેખાડે દીલ. ૧૪
વિનવું દેશ હિતકારિને, ઉજવો હુન્નર દ્વાર;
કળા કૌસલ કમ બેશ નથી, દેવા દેશ ઉજાસ. ૧૫
રૂપું-સોનું-કાસુ સહુ, હિર મોતી પુખરાજ;
તેલ ઝરણનાં વ્હોળિયાં, '**હિંદ**' ઠારો ઠાર. ૧ ૬
દેશ બિજે તો નહિ મળે, ભાત ભાત કરિયાણ;
હિંદે એવી વસ્તુ નહિ, નહિં મળે એમ માન. ૧૭

દુષ્ટ દુકાળ ચાલ્યા કરે, હજૂ વરસ બહુ વીસ;
અનેક બિજી વસ્તૂ મળે, એક લાવે એક ત્રીસ. ૧૮
અન પાણીની ખોટ નહિ, ભાત ભાત ભંડાર;
દેશ છોડિ પરદેશનો, અટકે અરધ નિકાશ. ૧૯
વિદ્યા ભણ્યા લખ્યાનિમાં, પ્રવિણ થયા છો આજ;
**રાજ તાજ** છે **દયા નિધિ,** કાજ કરો ઉલ્લાસ. ૨૦
ભાગે પડતું ભોગવો, રાખો દેશનિ લાજ;
ઉમંગ દ્યો અણજાણને, ધંધો દાખવિ દાઝ. ૨૧
પંડિત પુરાણિ જોષિયો, બહુ હતા **ગત** કાળ;
પણ ન્હોતા તે એક જથે, જેમ જુઓ છો હાલ. ૨૨
**લુહાર** બેટા **લ્હો** ઉપર, બેશી કરતો કામ;
નિપજાવીને નવ નવું, મેળવતો ધન માન. ૨૩
**વાલન** બેટા આજનો, કલમ ખોસતો કાન;
કુળ ધંધો હીણો ગણી, બને છેક બેઠામ, ૨૪
દાઢી 'દાદા' ની વધે, ગરક ગયાજ હજામ;
એક સિટીએ '**સો**' મળે, ઢગ વળે **વિદ્વાન.** ૨૫
બાપા મેલે લૂગડે, વહી ગયા દરબાર;
શોધ્યો ધોબી ના જડે, ભણેલ **પુત** બેકાર. ૨૬
દેશ રક્ષક જે કળાપતિ, મરી ફિટયા દેખાય;
તેના બેટા **શાસ્ત્રિયો, અર્ધ મુવા** લહેવાય. ૨૭
જ્ઞાની પણ ધ્યાની નહીં, નહીં શરીરે શુદ્ધ;
તન મસ્તક બહુ ડહોળિયું, નહીં નિરવાહની બુદ્ધ. ૨૮
ભણી ગણી ભમતા થયા, એકિ વગા સહુ સાથ;
**સુત કંસાર સુથારના,** તજી **કુળ ધંધો** હાથ. ૨૯
નહિ ઘરનો નહિ ઘાટનો, ધોબીનો ધોતાલ;
ભક્ષ જુએ ચોમેર ફરિ, શરિર નબળું બેતાલ. ૩૦

વિનવું ભ્રાત વિનય થકી, ઉચકો **કળા ધજાય ;**
દેશી ધંધો દેશમાં, ઉમંગથી ચલવાય. ૩૧
ધનવંતાને ધૈર્ય ઘો, દાંનીને ઘો જ્ઞાન ;
દેશિ કસબ દીલે ધરી, દેશ વધારો દામ. ૩૨
**દર્દશાળા ને દેવળો,** કેવળ કૌતક હોય ;
દર્દ ગર્વના પાપને, હાંકી કાઢે કોય. ૩૩
દરદ વચ્ચે શાળા રચો, એ ન પુન્યનું કામ ;
ભુખ મટાડીં કર દર્દ રહિત, તે **સાચું પુન દાન.** ૩૪
બળ મસ્તકમાં હોયને, ભણે બની કૂશળ ;
કુશીકુટી તનને ભણે, તે બળ ધૂળેધુળ. ૩૫
ભાવે ભણિ ધંધો ધરે, બાપીકો સૂજાત ;
તેજ પુરૂષ પુર પુન્યથી, દેશ કરે વિખ્યાત. ૩૬
તમો લખો હમ વાંચશું, હું લખું ને તું વાંચ ;
ઠારોઠાર એવું બને, ( પેટની ) કોણ હોલવે આંચ ? ૩૭
હું આણું તું રાંધુ તો, ભુખ બન્નેની જાય ;
દુપટ લાવિ રાંધિ ન શક્યો, પુઠે નકી જમ ધાય. ૩૮
ઉપાડો શાન્તી ઝૂંનડો, દેશી દાતા ભ્રાત ;
**ભોજ** સમો છે **રાજપતિ,** શિખવે આપો આપ. ૩૯
પઝ્યા પશ્ચમ પશ્ચિમથી, પ્રગટો પુર્વ કળાય ;
દક્ષિણ ઉત્તર પડયું મુકી, દર્શો દેવી કળાય. ૪૦
ભુલો કેમ **મુની** ગૂટકા, વૈદક માત્રા મેળ ;
તોલ કરો તેનું તમે, ન્હોતો જાદૂ ખેલ. ૪૧
પવનપાવડિ વૈમાનને, બીજી વિસ્મય વાત ;
અર્વાચિનની હાંશિ કરી, જુઓ '**બલુન**' સાક્ષાત. ૪૨
'**હિમાલય**' ના શિખર ઉપર, રૂષિ પુર્વે ચઢિ ત્યાંય ;
ગગાન મારગે દેખિને, લંકા સ્થિતિ જોતાંય. ૪૩

તેજ અચંબો આજ છે, રવીકિરણનું તેજ;*
કે'તાં કે' નવ જોઇને, હજાર કોશે સ્હેજ. ૪૪
આર્ય દેશની એ કળા, જાગૃત કાં નહિ કીધ ?
ક્યમ તરછોડો શાસ્ત્રને, શું રૂપિમતિ નહિ સિદ્ધ ? ૪૫
માન્ય કર્યાનાં કારણો, જડતાં જુગતાં એજ ;
પ્રાક્રમ એ પ્રાચીનનાં, '**યુરોપ**' દેખાડેજ. ૪૬
એ ગતી સૌ મતીતણી, જ્ઞાની વિજ્ઞાનીજ ;
સાધુ સંત જોગી હતા, મ્હાજ્ઞાની ધ્યાનીજ. ૪૭
હરી ફરી તાજી કરો, ઉધમ લઇને હાથ ;
હુન્નર કળા હાથે ધરી, કરો દેશ પ્રખ્યાત. ૪૮
ચોળી આંખ સજાગ થઇ, હેતે હોઠ ઉપાડ ;
જાત મુરખને જ્ઞાન દઇ, હુન્નર ઝટ્ટ જગાડ. ૪૯
ચોળી આંખ સજાગ થઇ, કર ભુલ પશ્ચાત્તાપ ;
'**રૂ**' કાનેથી કાઢીને, સાંભળ એ ભુલથાપ.. ૫૦
નાક ઘસી તન તિવ્ર કર, અત્તર ચોળી તેલ ;
'**ચેરીબ્લોસમ**' નિ વાસથિ, કેમ કરોછો ખેલ ? ૫૧
'**ફેશન**' પ્રીયા પડિ મુકો, પૂરવના પરિવાર ;
યોગીવિધા સજ કરી, કળા રચો નરનાર. ૫૨
સુતપુત પાંડવ કૂળના, પોચા મખ્ખીમાર ;
વા વાયો કે વહિ જતાં, દેખો તમ નરનાર. ૫૩
અસ્ત્રી કાપડ ઓળવી, 'કોટ પાટલુન' જાડાંય
વન વસ્ત્ર ત્યમ ગણિ લિયો. પાંજર સૌ સાંધાય. ૫૪
ભીમ-કરણ-બળદેવને, મ્હોટ મ્હોટા બળવાન ;
બળહિણ તેનાં બાળકાં, **લીલીપુચ્યન** સમાન. ૫૫

---

*સૂર્ય સંદેશો—wireless telegraphy.

કફરી ભભરી સ્ત્રી જુઓ, ખાજાંનો અવતાર;
ધસિ ચાલે ભૂકો થઇ, લોચો વળે ધડિવાળ. ૫૬
કારણ કળતાં સ્હેજમાં, સમજે સજ્જન સાર;
ધંધા ને વ્હેવારમાં, ફેર પડ્યો સંસાર. ૫૭
સ્ત્રીઓ ભણિ શાસ્ત્રી બની, ધરતો ચલવે **દાસ**;
**દાસ** બાપડો ગિત ગઇ, હિચકે નાનાં બાળ. ૫૮
પડી પલંગ પોથી ગ્રહી, ધણિને ધમકી દેય!
'**લેડી**' બનિ નૉવેલ લિધિ, ઘર વૈતરૂં શિખવેય!! ૫૯
તેવી સ્ત્રીનાં બાળકાં, કયાંથી બળકટ હોય?
રાધા રંભા સ્વપ્ન ગઇ, વિલપન્તા સહુ કોય! ૬૦
કળા કૌશલ્ય તાજા કરો, રમત ગમત મનગમ;
કલ્યાણ કરવા દેશનું, દિપવો તન-મન-ધન. ૬૧
જાગો સુત શિલ્પીતણા, કેમ રહો ઉંઘીજ?
જાગૃત થઇ જૂવો તમે, **તાજમ્હાલ** કિરતીજ. ૬૨
ગુંબજ **બીજાપૂરમાં, સોમેશ્વર**નાં દ્વાર;
**દ્વારામતિનાં** મંદિરો, જોઇ કરો વીચાર. ૬૩
**શાહઆલમ-સરખેજને, જુમામશિદ** મ્હસમ્હોટ;
રૂદ્રમાળ **સિધપૂરમાં, ભદ્ર** ખુબી શી ખોટ? ૬૪
કોતર કામ કારિગરી, **ગિર ચામુંડી** પાસ;
'**શ્રિરંગપટ્ટન**' જઇ જુઓ, અજબ કળા વિસ્તાર. ૬૫
પુન્યશાળિ પરિવાર હો; લ્યો કયમ લાંબી **ઉંઘ**;
જાગૃત થઇ જાગો હવે, ભરતખંડ સત્તપુત્ર. ૬૬
મરડો આળસ કોરની, ઉઠો ભીંડી હામ;
ઉધમ ધંધો હાથ લઇ, નોકર છોડો નામ. ૬૭
મન મ્હોટું તન પોખિને, ધરો કળા અનુસાર;
દેશ ઉન્નતી કીર્તિની, હુન્નર ધજા ઉપાડ઼. ૬૮

સ્મરણ કરો '**હરસીધ્ધનું**', દયાશક્તિ અદભૂત;
આળસને અળગી કરે, ઉમંગ દે અચમ્બૂચ. ૬૯
બ્રહ્મપુત્રિ હો, **સરસ્વતિ,** ભાવી ભોજન દેજ;
**હુન્નર કળા**ના ચાંદલા, કપાળ ચોઢી દેજ. ૭૦
કપાળ ફિરતી ચાંદલો, મોઢું શોભે પાન;
દીપે દેશ કળા વડે, કળા ખરૂં પુનદાન. ૭૧

## બંદેમાતરમમાં સ્ત્રીધર્મનો જોગ.

(ગરબી).

(આગજો આવજો આવજો રે, આજ વ્હેલાં નિશાળે—એ રાગ).

ભણતી ગણતી **શેઠાણી** રે, ભલે શાસ્ત્રી બની શ્વાસ તાણી.
રસોઇ કળા ને શીવણ ધાવણ, તજે ધંધો ધણિઆણી રે.
કોણ સિપે સંસારમાં પાણી? ૧
પટરાણિ થઇ, ગૌરિ પલંગપોઢે, વાંચે લખે મોગલાણી રે.
ધરે ખરચ ખુટણની કહાણી. ૨
ધરધંધો બહુ ધુમાડો કનડે, "પરણ્યા મને દાસિ જાણી કે"?
જાણે કરજ કર્યાનિ ઉધરાણી. ૩
આળસૂ શરીર ને વિઘ્નો નડેછે, વધે પિડા તન હાણી રે.
જો થઇ બેશે ભકરાણી. ૪
ધરની રાણી-સંસાર શેઠાણી, વૈભવ કરે કાછડો તાણી રે.
ધરે સિપી સંસારનાં પાણી. ૫
ખાજાં વરખની ભણેલી નારી, દેખાવે **દોષી દાની** રે.
(પણ) ભભકો ભજવે '**લેડી**' સ્યાણી. ૬
બાળક જોવ તો મરકટ કરકટ, નહિ '**મ્હો**' ઉપર લોહિપાણી રે.
શું? સરસ સંસાર ઉજાણી. ૭

સ્પર્શ કરો કેવિ રિત્યે કેળવણી? ધંધો ધરમ ધુળધાણી રે.
કાં દિયો સંસારમાં હાણી? ૮

પચતા પાડો **બેશક** ભણજો, ધંધો શીખી ધર્મ માની રે.
સ્ત્રી ધંધો કરે તો ધરરાણી. ૯

પનોતી માની પોતાનિ કીધી, વળગી પગે ઠોકર આણી રે.
ધરમ ધંધાનિ અણજાણી. ૧૦

કો'ની કરમની કે'વાનિ કોને? લાવ્યો ભણેલી જાણી રે.
પણ ધંધે ધાપે બાળ નાની. ૧૧

કુળવિકળે કાઢવા દીવસો, ડુચો મુખે ધુમટો તાણી રે.
ભલે **શેઠ** બન્યા **શેઠાણી**!! ૧૨

વેદ-પુરાણ-અવસ્તાજ વાંચે, અર્થાર્થ જાણે ન અભાગણી રે.
ધંધા ધાપાને દીધી હાણી. ૧૩

ભણીગણી ઘરધંધો ચલાવી, થા સૃષ્ટી સમેત સુકાની રે.
તેજ ખરી સતી ધરરાણી!! ૧૪

સફોવે સૌને જે સાથામાં લઇને, કરે કટમનિ કદરદાની રે.
તે ખરી **સંસાર શેઠાણી**!!!
(નહિં તો) ખરી માથે પડિ જાણી!

---

## ઇંદ્રરાજા અને મ્હારાજા હરપાલસિંહ.

(રામગ્રી).

દીવાનખાનું સોહવામણું, રંગ બેરંગી દિવાલ;
રાણી '**વિજળી**' ચકચકે શી? શું શોભિતો મ્હાલ? ૧

ફરશબંધિ સંગેમરમરની, આરસ ફાંની થાંભ;
રેષા રેખા શુદ્ધ સુનેરી, તમામ સ્વર્ગ દમામ. ૨

રાતાં લીલાં રંગિ આરકાં, ગોખ વળી મ્હેરાબ;
બાર બારિ ને નંગ જડિત છત, નકશી છાજ કમાલ. ૩

શિલ્પ કળા ને ઝુમર રૂડાં, હાંડિ આરસી હાર;
જાગૃત જેવાં ચિત્રોનો આ, શું સુંદર શણગાર. ૪
'**આસો**' મહિનાના ચંદ્રોથી, જ્યમ ચળકે આકાશ;
છાજ જવાહિર હીર જડેલી, કાચ લૂલક પ્રકાશ. ૫
પરદા બારીના મખમલના, કિરમજી લીલા લાલ;
બલૂ ગુલાબી નવરંગી ને, કોર કસબની ઝાલ. ૬
જરી કસબ ને ઝીક તણા આ, દેખો ફૂલ ચિતાર;
રૂપાં સોનાના રસવાળા, દિપે રંગ શણગાર. ૭
કલ્પી કુદરત કરામત તણી, નકલજ આબેહૂબ;
દંગ થઇ સહુ દેખે ઉભા, કળા પ્રદરશન નૂર. ૮
કે કે'વાનું છે કોટિધણું પણુ, નથી વખત કે વેળ;
દિવાનખાનાનો ટુંકામાં, સહજ જણાવ્યો ખેલ. ૯
ત્યાં બેઠા રાજેશ્રી મોટા, **માનકરી** મસ્તાન;
ચરબીવાળા **ચોબા** ઉભા, મુછ મરડી ગ્હેંપાન. ૧૦
જરી બીછાત ને સતરંગી, જાજમ જગાએ સાલ;
ઉંચી બેઠક કનકની ત્યાં, મણિ સિંહાસન લાલ. ૧૧
પુતળીઓ બત્રીસ ભોજની, કહી ગઇઓ છે જેમ;
તેવી શોભા તેવું મુલ, 'ઈંદ્રઆસન' ને મ્હેલ. ૧૨
ત્યાં સ્વારી રાજધિરાજની, આવિ નિશ્વાસો દીધ;
કાળ સ્થીતી તે આંખે જોઇ, પર દુઃખ માથે લીધ. ૧૩
આકાશ વાદળ રવિ ભણી, નજર કરે ટિકી નેન;
જેઠ અસાડ શ્રાવણુ ગયો, ટપોટો તાપ બેચેન ૧૪
નથિ છાંટો એક મેઘનો, વરસે અંગારા ઝાળ;
ખેત દેખાય બિહામણાં, જવાળ સરખાં વિકાળ. ૧૫
ઝાડપાન અને પાણી વળી, તિર નદી તળાવ પાર;
સુકા ખાખર પેઠે સહુ, ખડખડે ઠારો ઠાર. ૧૬

ફાટિ ધરતી ઠેકઠેકાણે, ભરોડાં જાગો જાગ;
પશૂ પક્ષીના ઢગ વળીયા, મરે ટપોટપ આપ. ૧૭
હાડપિંજરો પ્રાણિ માત્રનાં, જ્યાં જૂવો ત્યાં હોય;
દુરગંધી ઓ માસ લોચાની, ઢગ વળે ને કોહય. ૧૮
માણસ નહીં સો વંત્રિયો, નીવારસ વસ્તી દેખ;
સૂકાં ઉભાં ઝાડને, જીવજંત એકે એક. ૧૯
રાજધિરાજ દેખીને, લોહીનો ગોટ ગળે;
ગળાંની શોષ છીંપવા પળેપળ પાણી પીએ. ૨૦
કુંદન કેરૂં હૈડું તેનું, દીલે નરમ દીલ રહેમ;
ઘડી પળે તે ઉછળી ઉઠે, સ્વાલ કરે બેચેન. ૨૧
"કરૂં પ્રાશ્ચિત્ત કહો હોમ કરૂં, લાંગો લઇ પુનદાન;"
"યજ્ઞ કરૂં તન મન થકી, આપું જાન બળીદાન." ૨૨
"વ્રત્ત વીધી બહું પાળું હું, દિયું ઘણું 'ગઉદાન;'"
"અડસઠ તીરથના તપ કરૂં, વેઠું શરિરે હાણ." ૨૩
"રૈયત મ્હારાં નેઝાં બેટાં, નહીં બિગાના હોય;"
"જગના નાથે દીધેલાં એ, '**કેમ બચે**' કહિ રોય." ૨૪
"ભર્યા ભંડાર ખાલી કરોને, ઉડવો ઠામે ઠામ;"
"અન્ન મળે તે વીકત લઇ, દીઓ દુપટ વધુ દામ." ૨૬
"રૈયતને જો જીવડાવો તો, ખાઉ ખાવા દેઉ"
"નહિતર સજી વૈરાગ ને હું, વેષ ભગવો લેઉ." ૨૭
"દિવાન પદ, ના કરતા ઓ એ, કાઢવો જોઇએ તોડ;"
"પંડીત પુરાણી જોષી સહુ, મળી મટાડે કોપ." ૨૮
"દીલ મ્હારૂં ને દામ મ્હારૂં, આપું સઘળું ધન;
"જીવનગાળો રજૂ કરીને, વાચવુ હું સહુ જન." ૨૯
એમ કહીને થયો આકળો, ઉઠયો ગુસ્સા ભેર;
"મારૂં મરૂં" કહિ ચાલીઓ, રાણી વિમળને મ્હેલ. ૩૦

રાજધિરાજનું નામ છે, 'હરપાલસિંહ' શુભ મતી;
'**મમતાપૂર**' રાજધાનીનો, જે રૂડો રાજપતી. ૩૦
વાત અટકે છે અહીં થકી, જાવા મંત્રી મ્હેલ;
ભેગા થયાછ કામદાર તે, સોચ કરે કો સ્હેલ. ૩૧
રાણાને થઇ છે ઘેલછા, ભમે ભેજુ અનહદ;
કેહેર ક્રોધ **જગબાપનો** આ, અટકાવે કુણ મર્દ. ૩૨
દિવાન દાનો દાતા સરખો, બળે બળાપે બહું:
પુરો પંડિત પંથકી છતે, પડે નહિં સુજ સહું. ૩૩
લક્ષ તુરંગ દશ લાખ વાતો, કહિ સંભળાવી વાહ્ય;
**મ્હારે ગાંઠ્કુમેદ રંગ** ના, કારભારી જણાય. ૩૪
પ્રાચીન કાળના કરવૈયા, કેમ હાથ તે આવે?
મચક મંત્રીને કેમ આપે, કેમ કોળ્યો ગુમાવે? ૩૫
દુષ્ટ કાળ નહીં દમ બેદમ, સદીમાં કોઇકજ વાર;
તક ચૂકે સંગ્રહ કરવાને, ખૂવે ભવ જૂવાર. ૩૬
એમ મુઝી મન સમજીને, સુઓખરે પચરંગ;
કોટવાળજીની પીઠ ઠોકી, શુરવિર માગ્યો સંગ. ૩૭
ભંડાર દ્વાર ખોલવવા, લીધો ખજાનચી સાથ;
વહીવટદાર દરખદારને, અપવ્યા કુલ અધિકાર. ૩૮
દીવાન દાનો ને ઠાવકો, પુર કાબેલ કમાલ;
અડી ઓપટીએ મળી સમજી, મારી કરતો તાલ. ૩૯
પાન ડુચો મ્હોઢે મારીને, માગ્યુ દામ તર્ત દિધું;
વિદાય કર્યાં ઉલ્લાસમાં, કરવા ઉંધૂ ચત્તું. ૪૦
બીજી વારનિ વાત અહીંથી, અટકાવીને જઇએ;
રાણી **વીલાસ** ના મ્હેલમાં, ગ્રહણ સ્થિતીનું કરિયે. ૪૧
પુરપાટે ગભરાટમાં ગયો, રાજા રાણી પાસ;
હાથ માથે શોકનો, મદદ માગે ધરિ આસ. ૪૨

ખૂટી પડયો ભંડાર તો, રૈયત રવડે બે માલ ;
જો તુ 'જવાહીર' આપે તો હું, બચાવી લઉં કંગાલ. ૪૩
વિમળ તો ખરી સતી સુંદરી, રાજ તાજનું તેજ ;
શોભાવે રણવાસ ગૃહને, ચિત્તે અતિ વિવેક. ૪૪
ગૂણ કહો વા અવગૂણ કહો, કહો ગમે તેમ હોય ;
ટેવ હતી જુગટું રમવાની, રમે ખુવે પછિ રોય. ૪૫
ભલિ તેની વંશાવળિ ભારે, જોતાં ઉત્તમ કૂળ ;
બાપ દશરથના ગોત્રનો, ચંદ્રવંશી માતા મુળ. ૪૬
કાળચક્રના ક્રમે કરીને, થયાં નીરધન અનેક ;
કુટુંભ કબિલા તાજ થયા બહુ, લક્ષ્મિ રિસાણી છેક. ૪૭
**ભરત ખંડ કુસંપથી** થયો, બડમૂછો લાચાર ;
નેષ્ટ થયા સૌ દેશપતી વળિ, રાજ તાજ ખૂવાર. ૪૮
બખા પડયાથી વહી ગયા કંઇ, વનમાં લીધો વાસ ;
તાત વિમળને બાથ-સાથમાં, લઇ કીધો વનવાસ. ૪૯
સાથે લીધાં વળી બકળિયાં, ભેંસ ગાયને ઢોર ;
લીધી વીમળની માતને, વહ્યો જંગલ અઘોર. ૫૦
વનમાં રૂડી બાંધી છાપરી, ધેન કભાડું જોડ ;
વસ્યો તે ત્યાં વર્ષો ઝાઝાં, વયે વિમળ થઇ શોળ. ૫૧
જંગલમાં મંગળ માનીને, દૂધ દહીં ને છાસ ;
ખેતી થોડકી ખેડીને, કરે શાન્ત તે ગુંજાસ. ૫૨
હરપાલસીંહ છે છત્રપતી, શિકાર કરવા કાજ ;
ભાવીપ્રાલબ્ધથી ભુલો પડીને, કિધો વિમળ ઘર વાસ. ૫૩
ઓળખ થતે હરનીશ જાય, વિમળને મળવા કાજ ;
વંશાવળીથી વાકેફ થઇને, વરવા કર્યો વિચાર. ૫૪
વયે '**હરપાલ**' પંચવીશનો, પૂર પવિત્રજ તેહ ;
પુજ્ય વિમળને દેખીને, હરખિયું તન મન દેહ. ૫૫

બન્ને એક બિજા ભણિ ચાહી, સાચો હૈયે મોહો ;
છેવટ નરપતિએ પરણીને, લિધો મ્હોલ વાસો. ૫૬
સગાં ઓળખીતાં તાત તણાં, આવ્યાં સાંભળિ ધાઇ ;
ઓળખીતાં ને અણુજાણ્યાં સહુ, કાઢે કૂળ સગાઇ. ૫૭
પડવા પર પાટું મારીને, સગાં જતાં છુપાઇ ;
તેજ સહુ મ્હોલે આવીઆં, નમન કરવા નકટાઇ. ૫૮
ચંદ્રમુખી વીમળરાણીતણુ, જોઇ હૈયૂ ભરાય ;
જે જે સગપણ દાખે તેને, આપે જેમ અપાય. ૫૯
પાસે પૈસા રહેજ નહિ, ખૂવે જુગટામાં દામ ;
જાન જરીઆનજ આપીને, સગાં કર્યાં ગુલતાન. ૬૦
કસોટિ આજ કપરી થઇ, પડી રાજા આગળ રોઇ ;
ધન ખોયાની પછી વારતા, અથથી ઇતી કહી. ૬૧
વચન દિધું હરપાલસીંહને ' નહીં રમું જુગટું '
' જાય જીવ કદી મહારો, તોપણ નહીં હું ખેલું.' ૬૨
હરપાલસીંહનો જીવ વિમળમાં, વિમળ જીવ હરપાલ ;
એક બીજાને ભેટી ભાવે, સોચ કરે બેહાલ. ૬૩
બન્ને પડ્યાં પૂર શોકમાં, ગયો ખજાનો ખૂટી ;
કરવું શું નહી સુઝ પડે, વીમળ તેવામાં ઉઠી. ૬૪
" કુળદેવી **અંબા** માહરી છે, જઇ પડું તેને પાય ;"
" માથૂં પાછું ઉચલું નહીં, જો તે સાહ્ય ન થાય." ૬૫
" વળિ સાંભળ વાત એક મ્હારિ, જો, હીમ્મત હારીજાય ;"
" ગાંઠ ભરમને મરમ ધરમનો, છોડે તો દુઃખ થાય." ૬૬
" ધરી હામ ભેગા કરો સહૂ, સૂબા મંત્રી અમાત્ય ;"
" લશકર સામુ સજી કરી, તૈયાર કરો તીરન દાજ." ૬૭
" ટોપ તણે મોંઢે મુકવાને, કરો ઉભા કામદાર ;"
" લગડી લુંટી ખઇને ખપતા, થયલા છે દળદાર." ૬૮

" આજ્ઞા કરો પછી અમકે, ગેર વહિવટ પરિનામ ;"
" શોષવો ભેગા ભોગવો સહુ, સુખ દુઃખ તે પરમાણુ." ૬૯
" ધાક બ્હીકથી નહીં વળે કંઇ, વળે નહીં વાળ્યો જો ;"
" તો દંડ વરાઓ નાંખીને, ખાડો ખરચનો પુરવો." ૭૦
રાજાને મન ઉતરિયું, કહેન વિમળનું સાચું ;
પણ **રાજનીતિથી** ઉલટું, નહીં બને તેવું કોડું. ૭૧
'ઠીક' કહીને તે પલટીઓ, આવ્યો મંત્રી પાસ ;
જેને દીલોજાન ગણીને, આપ્યો સત આધાર. ૭૨
" ધીરજ ધરો રાજા રામ છો, વિક્રમ જેવા વીર" ;
" દયાળુ છો દાતા સરીખા, રાખો મનમાં ધીર." ૭૩
" પગાર મ્હારો મુકી સઘળો, કરૂં ઉમંગે કામ ;"
*" શરમાવી કામદારોને દઉ, દરમાયો અર્ધદામ." ૭૪
ભેગા કર્યા સહુ માંન કરી વળી, દરખ-વહિવટદાર ;
શેઠ સાહુકાર વહેપારીને, જામદાર કોટવાળ. ૭૫
કિધો ઠરાવ એકમતે જતે, " લેવાં અનાથ ને બાળ ;"
" આશ્રય દેવા વ્હેંચી લેવાં, ભુખે મરતાં કંગાળ." ૭૬
" **અરનવ** મોકળું મુંકી અને, ઢોર, જંગલી જાત ;"
" છૂટા મૂકી ચરવા કાજે, વાઢી ખાવા ઝાડ." ૭૭
" ધાન દાન દેઇ અશ્કતને, કુવા ખોદવા કાજ ;"
" મહેનત લેઇ અન દામથી, જીવડાવ્યે સંસાર." ૭૮
" ભંડાર અનના જેની કડે, દુપટ દામનો લેખ ;"
" લખી આપી સંતોખવા,ને, ભજવો રૂડો વેષ." ૭૯
" મદદ ખેડૂને આપવી, સશક્ત અશક્ત સૌ સાથ ;"
" રાચરચીલું-ઢોર-ઘેનું, આપવાં હાથો હાથ." ૮૦
" વળી બીજ અન્નનું આપવું, પૈસા તેની સાથ ;"
" આપી કુવા ખોદાવવા, દરેક ખેતરનિ પાસ." ૮૧

"અન્નનું પીક વળી કરાવવું, ચારા સારૂં જાગ ;"
"જૂદા ભાગ પડાવીને, જીવાડવાં ઢોર ઢાંક." ૮૨

"**મ્હાન શકતી** જે આપે દાંત, તેજ ચારો દેશે ;"
"જેણે સરજ્યું પેટ છે તે, પેટનું પુરૂં કરશે." ૮૩

"શ્રમ કરીને મેહેનત લેઇ, કરવું આપણુ હાથ ;"
"સદા, શીવ બક્ષીસ કરે, રહેમ કદર ને દાદ." ૮૪

"નહીં જૂલમ નહીં જાસતી, નહીં કરવો અન્યાય ;
"પાચન પડતું ખાએ તો, શરીર વ્યાધી જાય." ૮૫

"વીવેકે વ્હેંચણ કરીએ તો, સૌકો સુખ્યાં રેહ ;"
"ખાઇને ખાવા જાયે તો, દિલ દરદી ને દેહ." ૮૬

ઉપાય ઇલ્લાંજ ગોઠતો, રાય થયો બહુ રાજી ;
અમલ્લ કરવા આપી હૂકમ, શાન્ત થયો ગાજી. ૮૭

વીમળ પાસે ફરી ગયો, માંડી કહી બધી વાત ;
તજવીજ મંત્રીની કહી, સાર કહ્યો વીગતવાર. ૮૮

રાણી હરખી ધણિ હોંસથી, પસંદ કરિ તદબીર ;
રીત વિલક્ષણ સ્ત્રી તણી, હશે ચંચળ કે ધીર. ૮૯

પ્રતિબિંબ પરાયા લોકોનાં, ઝડપે ઝીંપલી લે ;
છેવટ મળે તેની વાત માની, છેલ્લા પ્રકાષે પ્રગટે. ૯૦

**હરપાલ રાજા** શૂર માંહે, મળ્યો **વિમળ** જે વાર ;
ક્રોધ કીરણ ગ્રહણ કરી, શીખ દીધી **મારફાડ** ૯૧

પણ શાન્ત બની ફરિઆવીને, કહ્યાજે શાન્ત ઠરાવ ;
મંત્રીના વીચારો કેરા, વરણવ્યા સમાચાર. ૯૨

સાંભળીને વાતો શાન્તિની, થઇ એકવિચાર ;
મંત્રી મત્ત સાથે મળી જઇ, પ્રથમ ઠરાવ અભાવ. ૯૩

રાજકાજની વાતો સંધી, ભૂલી કીધાં લાડ ;
ખેલ-ગેલ કરી કરાવી, કર્યાં હેતે સવાલ. ૯૪

"પ્રાણ મરા સાચા સુદ્ધા, ખરૂં તમો કેહશો"
"ખાતરી છે મને ખરેખરી, વચન ખોટાં નહિ દેશો." ૯૫
"તુરંગ મનમાં આવે છે કે, શું પ્હેલી મુજ પર પ્રીત?"
"કે બીજી પ્રેમી મળિ હતી, પ્રીતની કરવા જીત." ૯૬
"કેહેન જૂતું ખોટું નહીં, સેંકડો દેખી રીઝે;"
"નવિ દેખે શીરોમણી કે, પ્હેલી પડતી મૂકે." ૯૭
"કહો પવિત્ર પ્રાણ માહરા, કોણ કોણે દિલ લીધું ?"
"મને પરણ્યા તે પહેલાં, હેત કોણ કોણે દિધું !!" ૯૮
રાજધિરાજ સમજી ગયો કે, સ્ત્રીને ઈર્ષા ખૂબ;
ભૂત ભળે ભરભાડથી, જો પ્રેમ ધણી પર પૂર. ૯૯
ફરી વિમાસણ હશી પડયો, કિધી ટકોર ખિજવવા;
"પણતા પ્હેલાં અનેક ને, જોઇ કાઢી એક વરવા." ૧૦૦
"તેમાં શો સંદેહ ધરો છો ? વ્હેમ વસાવો કેમ ?"
"પણતા પ્હેલાં સોને દેખી, એ મ્હારૂં સત વેણ." ૧૦૧
"નહીં ઉડાવો નાથ મ્હારા, નામ તેનું કહી ઘો;"
"મન મીલાપી કોણ હતી ને ? કેમ જતી કરિ ક્યો ?" ૧૦૨
"પ્રાણીમાત્ર પુરણ નહીં, અપુર્ણિમતા તો હોય;"
"શરીર જુસ્સામાં જામીને, બને ગાફલ સૌ કોય." ૧૦૩
"જુઓ નાથ હો પ્રાણપત્તિ, હું પણ અપુર્ણિમ છું;"
"જો કે તમારી સત્ય સતિ, તો પણ દોષિત હું." ૧૦૪
"જુગટૂ રમીને છતું કર્યું, ખાતરી કીધી મ્હેં;
"કે નહીં દગું પ્રાણને, કાં પડતી નહીં દેહ ?" ૧૦૫
હેતે પ્રેમીને પાસે લઇ, છાતી સરસી દાબી;
પ્રીતે પુછ્યું હેતથી, શું પુછો મન વ્હાલી ? ૧૦૬
ઝાલર જેવાં સુંદર પાંપણ, ઝૂલતાં તે લટકે;
ચકચકીત કાળી કીકીઓ, ચંદ્ર બિંબે ઝળકે. ૧૦૭

નેન નિચાં શરમાળમાં, ગાલે રંગ ગુલલાલ;
નરમ નેને વ્યાપી રહી, કર્યાં સ્વાલ શરમાળ. ૧૦૮
"મ્હને દેખી તેહ પેહલાં, કોણ હતી હીરમાળ ?"
"કોણે **પટરાણી** થવાથકી, નાંખી પ્રીતિ જાળ ?" ૧૦૯
"પ્રીય કહ્યું મ્હેં સત્ય તને, અસંખ્ય હતાં વેસવાળ;"
"હતી તેમાં રૂપ-ગુણવંતી, **બ્રહ્માની** એક બાળ." ૧૧૦
"લલચાયું મન માહરૂં, **સરસ્વતી** તેનું નામ;"
"મેંહ કોટે બાંધી હેતેથીં, છૂટે નહીં હો રામ!!" ૧૧૧
"પણ નજર પડી તું પ્રાણપર, ભુલ્યો ઘડીભર તે;"
"પ્રથમ પ્રેમી ચોટી રહી હા ?? પેહલી પ્રેમી એ." ૧૧૨
ઇર્ષા ક્રોધ અને દરદથી બની, વીમળ બહૂ ગાંડી;"
સરપફેણ ફેલાવી તેણે, **સરસ્વતી** ને ભાંડી." ૧૧૩
"નાથ દેખાડો ઠામ ઠેકાણું, ચુંથું ચોટલો વાળ;"
"લાજ લજ્યામાં લોપીને, કાઢું દેશ નિકાલ." ૧૧૪
"રાણીજી આ રાઢ શો, લેઇ બેઠાં છો આજ;"
"ભોળો હું વિશ્વાસવાળી, કાં કહિ સાચી વાત." ૧૧૫
"તમ વીના ઉંઘું નહીં હું, નિત્ય તમારી પાસ;"
"પણ સાથે રાખું સરસ્વતી મુજ હૈડાનો હાર." ૧૧૬
"ન્હેમી તમે તેને જૂઓ, મળી ભેટીને મ્હાલો;"
"છતે કડક તમે આજ રાણી; ઇર્ષા કયમ ઉપજાવો?" ૧૧૭
વીમળ વિક્રાળ-આકળી, તપી ઉઠી જેમ આગ;
સળગીઓ દીવો કીકીમાં, જોવા સરસ્વતી જાગ. ૧૧૮
રાજાએ ધીરે ઉઠીને, લિધો વિમળનો હાથ;
"ચાલો સરસ્રતી ભેટવા, લઇ જાવું તે પાસ." ૧૧૯
"નમીને પાયે લાગજો ને, કેહજો થાવા દાસ;"
"નહિતર પાછળથી પસ્તાઇ, ઘસજો બન્ને હાથ." ૧૨૦

એમ કહીને ચાલ્યાં બન્ને, ચઢિયાં ચોથે માળ;
ગગનમંડળ જેવા ઓરડે; હજાર કબાટની હાર. ૧૨૧
ગ્રંથ સેંકડો ન્હાના મ્હોટા, ચઢ ઉતર વનં ઝાડ;
હજાર જોષી લક્ષ મૂનીઓ, જપ કરે ત્યાં હાર. ૧૨૨
હાથ ઝાલ્યો મોતીમાળનો, "ખોલો મોટ કબાટ;"
"અહીં છુપી રહેછે સરસ્વતી, નીરંતર મ્હારી પાસ." ૧૨૩
"એક નહીં પણ અનેક છે, મ્હારી મુદ્રા માળ;"
દેખ્યાં મ્હેં તે જ્યારથી, લેશ તજું કયમ ખ્યાલ." ૧૨૪
રાણી થંડીગાર પડી, શરમે નીચ નરમ;
ક્ષમાં માગી દીલજાનથી, સમજી સરસ્વતિ મરમ. ૧૨૫
"પરણ્યા પહેલાં પ્રાણ હો!! હતા વિદ્યાર્થી દક્ષ;"
"એકત્ર મનને લક્ષ થકી, થયા જ્ઞાની સત ભક્ત." ૧૨૬
ક્ષણ પણ અણબોલી કેમ રહે, સ્ત્રી જીભ જાલમજોર;
સ્ત્રીની મતીમાં કમી ગતી છે; મર્દ મતી નહીં બોધ. ૧૨૭
વીમાસણ વેગે વાળીને, રાય કર્યો પ્રત-સ્વાલ;
"કહે સતી શીરોમણી તું; મુજ પ્હેલાં કોણ વ્હાલ." ૧૨૮
તેલ કંદીલમાં પૂરીને, પુરિયે પાણી લાલ;
ફુટયા પરપોટા પેટમાં; સાંભળિ નાથ સવાલ." ૧૨૯
નીર પડે જો તેલ માંહે, તેલ ઉછાળા ખાય;
શાન્તી કંડીલમાં ફરીને, સર્વ દિશા ફેલાય. ૧૩૦
જ્વાળા ગુસ્સાની ચઢીને, છાતી ધરતી કંપ;
શરીર રૂવાંટી શુળ સમી થઇ; નાકે ફાટયો દમ. ૧૩૧
સત્ય હશે કે અસત્ય અબળા, નામી કે નિરલજ;
લંપટી હશે કે દંપતી, ફેણ ફેલાવે તરત. ૧૩૨
વિમળ ખરી મ્હે નીર સરખી, સ્વચ્છ કોહ-ઇ-નુર;
પ્રેમનું પાણી ઝળઝળે, **શોભ** તેજ ભરપુર. ૧૩૩

તાઢી પડી નેત્ર ટીકીને, ભાળે રાજન મૂખ ;
પુછ્યું પાછું શાન્ત બનીને "લાગે તો નહિ દુઃખ ?" ૧૩૪
લીધું વચન હશી લાડમાં, પછીથી બોલી એમ ;
"તમસે વરતાં પહેલાં તો, મોહ્યા ઇંદરસેન." ૧૩૫
"મળી ભેટી મ્હોં આપીને, ગયા પોતાને ઠામ ;"
"તાઢાં થંડાં કહેણુ કાહવી, દાબી રાખ્યાં દામ." ૧૩૬
"પછીથી ટપોતો તાપનો, સળગી અગની ઝાળ ;"
"તેવાં કેહણો કાહવીને, થઇ બેઠા જીવ કાલ." ૧૩૭
"પ્રથમ આવ્યા બહુ ભાવેયા, ઈંદ્રનો અતિ મોહ ;"
"સૂખ શરીરે ફરી વળ્યુ, ગળે અમૃતનો ગોટ." ૧૩૮
વસમુ મોંઢું રાખીને, પછિ બોલ્યો રાજધિરાજ ;
"લગ્ન પેહલાં કે'વું હતું, પ્રેમ ઈંદ્રાસેન સાથ." ૧૩૯
"સત્ય કહું છું હું પ્રેમદા, જેવી તેવી તુંય ;
"વ્હાલ તું પર એટલો, કે પણતે તુને હુંય." ૧૪૦
"તારે તો કેહવું હતુંજ, ખતરો મનમાં તેહ ;"
"છૂપાવવું ન્હોતું તાહરે, દર્દ થશે હવે દેહ." ૧૪૧
"પ્રાણપતી તુજ દેહ ઉપર, વારી વાંરી જાઉં ;"
"કરશો નહીં સોચ જરીબી, સતી તારિ હું છઉં." ૧૪૨
"જો કે ઈંદરસેન મ્હને છે, અતિ વ્હાલો મુજ દેહ ;"
"જન્મ થતાનો સોબતવંતો, મારો-તારો તેહ." ૧૪૩
"નાનાં મોટાં નરને નારી, ના પાડે નહિ નેહે ;"
"ત્હારી મ્હારી માતુશ્રી, વચન કહેશે તે એજ." ૧૪૪
"ના ! ના ! તે તો જગતનો, ધણી વાલીને તાત ;"
"કહી લલતા ના કારશે ? પૃથ્વિપતી સૌ સાથ." ૧૪૫
"વ્હેમધુંવો અદર્શ થયો, હરખ ઉભરાયો અંગ ;"
"અમૃત પસર્યું દીલ માંહે, પલકે ભેગાં મન." ૧૪૬

" અરે ભણેલા પણ ગણ્યા નહીં, અભણા છતે ગણીત ;"
" શાસ્ત્ર જોયા વીના તમે, અનુભવ બુદ્ધિ સિદ્ધ." ૧૪૭
ભિન્ના પછી ફરી રીઝયાં, અંગે હતો જો વ્હાલ ;
જ્યાં હોત મન તેમનાં, તો થાત અન્ને કંગાલ. ૧૪૮
'સૂર્ય' ઉપર પણ ધાબલાં છે, 'ચંદ્ર' ઉપર કમ બેશ ;
મન નહીં તો તન દુબળાં, હોય માનવ અનેક." ૧૪૯
ભય મંડળીનો કોયને, બ્હીક ધણીની હોય ;
કોઇને પૃથ્વીનાથની છે, લજ્જા સૌકો જોય. ૧૫૦
થોભી જઇશું આ ઠેકાણે, કરવી નહિ ચકચાર ;
હેત છાપાની વાતો વધુ, નહિ કરવામાં સાર. ૧૫૧

(દોહરો).

વાચક થજો તુ માહ્યરો, મિત્ર પ્રવાશી આજ ;
આહાબંધુ આપણ છિયે, રટણ સુઆ ઘરસાથ. ૧૫૨
શરિર સુઆ નું વર્ણવું, **રાતો માતો પોઠ ;**
અરડઇ બેઠો આખલો, ખાઇ વધેલો ભોટ, ૧૫૩
પોખેલો **પરમેશ્વરે,** ગોમાતા નો ગાભ ;
ખાંડ **ઘિ** ને મેદાતણો, ગોળો મિત્ર **ત્રિપાક** ! ! ૧૫૪
શરિર મોંઢુ પોચું લિસું, હાડ મળે નહિ નામ ;
ચિકણું પરસેવે ઝરે, ઘૃત ઝરણનું ઠામ. ૧૫૫
બેઠા ટેકી ગાદિએ, સામી એક બિછાત ;
સાણુ શેઠ પગવાળાંને, ઝુંપે નોકર હાર. ૧૫૬
બજાર વસ્તૂ ભાવની, પરપુછ કરિ અનધાન ;
પકઆ પછિથી **મોદી** ને, ખોલવવા ધન ખાણ. ૧૫૭
" લઇશું દીધા ભાવથી, ખાઇ બન્યા છો સાંઢ ;
" અન્ન ગરિબને આપવા, રાય હુકમને માન. ૧૫૮

બેઠો કનોજી કોટવાળ, કાળો ઉચો પુ'ટ ;
કાળાં ગુંછળાં વાળનાં, આખલો કો'કે **ભુત.** ૧૫૯

બોલિ ઉઠ્યો ભડભડ ભખી, "બીજા કોળિની ધાડ ;"
"આવી પડશે બેધડક, લુંટી જશે ઘરદાર." ૧૬૦

"ભલું ચહો તો ખણિ દિયો, અનાજનો ભંડાર ;"
"માનો નહિ તો ભોગ ઘો, **નાક કાન સંસ્કાર.** ૧૬૧

દમી ગયા કણિયા કુડા, મોદી મરડે મૂખ ;
ચુપચુપ મોઢાં ભાળિને, બની બેઠા જાણે ઘુડ. ૧૬૨

હાથ ઘસે પગ ઘુંટણે, નાક નુછે તાણી ;
ઝરે ઝરણુ પરસેવનાં, લુંછે **કિસમત** માનિ. ૧૬૩

ગજે ગળચવાં ઘી તણાં, ફુલે પૂરી પેટ ;
પરપોટા **દુધપાક** ના, ચઢે છાતીએ છેક. ૧૬૪

કહે કનોજી "ઘુડ કયમ, બની બનાવો શેઠ ? ;"
"છાતી ઠોકી હામિ દો, અન ઘરમાદા દેશ." ૧૬૫

પકડ્યા પછિ મેવાડના, શેઠ સોનારો સહુ ;
ગિરવિ ઘરેણાં ઘેરમાં, હજમ પાંચણુ ચટ બહુ. ૧૬૬

એકના 'એકવિશ' કરી, જેરવિયાં જરિયાન ;
ગિરવી મૂકી મરિ ગયા, સુત જેના બેભાન. ૧૬૭

હિસાબ કિતાબનિ માહિતી, રૂડી ભુંડી વાત ;
જાણે કોટિ કનોજીઓ, દીધી મોઘમ ધાક. ૧૬૮

નિર્ણય છેવટ એ થયો, કે દે રોકડ દામ ;
મૂળ મુલ્યનું પાવલું, હોસ ખુવો કે હામ. ૧૬૯

સોનિ શેઠ સહુકાર ને, કેડ નગદિ લઇ બાથ ;
ગયા ઘરે મોદી કને, ઉઘડાવ્યા ભંડાર. ૧૭૦

અગણિત ત્યાં તો આવિયાં, દુકાળિયાં લાચાર ;
દાણો લઇને ઘર વળ્યાં, ભુખ્યા ગયા દરબાર. ૧૭૧

કનોજીઆની દોકિ પિડ, "નોકર નમુનેદાર";
"કોટવાળજીએ ખોલ્યા, અનાજના ભંડાર." ૧૭૨
"દામ આપ્યુ દૂપટ ઘણું, વ્હેપારી વેહવાર;"
"રાખિ રખાવી ખત કર્યું, કર્જેઉ થઇ દરબાર." ૧૭૩
હરપાલ હરખ્યો હર્ષમાં, ઇનામ દિધ પોષાક;
ભાગે પડયું વ્હેંચી લિધું, હતું નાંણુ સરકાર. ૧૭૪
લટખટ ચાલ્યા ચોરને, ફુલ નહીં ફુલપાંન;
આપી મોઢાં બીડિયાં, દિવાન દે રૂ કાન. ૧૭૫
ન્યાય જમાનો એ ખરો, પુરાવો જોઇયે પુર;
નિરદોષ નહિ તો માનવો, ન્યાય ખરોજ નમૂન. ૧૭૬
દરમાયો દશવીશનો, લક્ષ પતીનો ખર્ચ;
મરણ લગનની નાતમાં, ખરચ કરે બહુ સર્સ. ૧૭૭
ન્યાય કહો!! અન્યાય કહો!! કહુ ઉપવાસી વાત;
દાખલ થયો દરબારમાં, હતો પગાર છ સાત. ૧૭૮
ધન **મોતી માણેક** ને, નામેં ઓળખે સહુ;
જીવે જીવન મુકિ મુવો, દોલત પૈસો બહુ. ૧૭૯
સરકાર સમજે મનથકી, બોલે નહિ તે બોલ;
આજૂબાજૂ લાલચુ, કુણ કરે જોખ તોલ. ૧૮૦
સોમા સાત સતવાદિયા, તોપણ ત્રાણું સામ;
સાત બિચારા સોચ કરે, કોણ લે ત્રાણુ નામ?. ૧૮૧
"હળી મળીને ચાલવું," સૌકોનો એ બોધ;"
"ચાલુ ચલનમાં ચીરવું, નહિ તો વ્યાપે શોક." ૧૮૨
ગૌરી ગોપી તનમની, વળિ રૂક્ષમણિ ઝવેર;
ભુલિચુકી પણ નીકળે, વાડ વસીલો વેલ. ૧૮૩
સરકાર તો અણિશુદ્ધપણ, હોય પાસમાં દાંડ;
પુડે હોડિ દુખ પાપથી, તેનું સત્ત સિદ્ધાંત.' ૧૮૪

## ઈંદ્ર અને ખેડુત.

( રામગ્રી ).

ખરે ઉનાળે ખડે પગે રહિ, ઉચલે બહુ બહુ બોજ;
નીંદી ચાસી સાફ કરીને, કરે **ધરતિ** સચ રોજ. ૧
ખેડી ખાતર નાંખી પોતે, લીએ પ્રભુનું નામ;
જેઠે વેઠયે જકડ્યા, ધરે ધિરજને હામ. ૨
ગામ ચોરે ભેગા થઇને, ચલવે મેઘ વિવાદ;
ઓછા વધતા પાણી કેરા, ભટને પૂછે ફાલ. ૩
જોગી જોશી ઠગ ધુતારા, ભટકે ગામેગામ;
ગરીબ ભોળા શેત કરીને, દાખે હથેલિ ચાંદ. ૪
કોઇ ભવિષ્યનું ભાખીને, કાઢેછે પગ રેખા;
ખોટિ ગણત્રી ગણી-ભણીને, મંત્ર વદે શુદ્ધ જુઠા. ૫
ખારેંક નાળીએર ખાસડાં, જે જૂવે તે માગે;
ભગત જેવા ભોળા **ભાભા** પાસે હોય તે આપે. ૬
ભર વરસાદની શર્દ લ્હેંકી, રાત દિવસ સહુ વેઠે;
રાજા **ઈંદ્ર** કૃપા કરે તો, લીલી ખેતી દેખે. ૭
ભોગે જોગે ક્રોધ કરે તો, રડતા રહી રઝળે;
માથે પડેલાં હોય તેને, સાથે લઇને રૂવે. ૮
હસ્તી ખેતી દેખે તો તો, ધ્હાંરેં દરોડો રોજ;
**સાહુકારના** ત્રાગા પાછળ, વનચરનું બહુ જોર. ૯
ઘેલો બની મેઘ મ્હાલે તો, પીક સડિ કોહિ જાય;
ને જો સૂકમણું દેખે તો, ખેત સુકાતું થાય. ૧૦
વરૂ વાઘરી અને વાંદરો, કોળિ કોહલાં જોડ;
ભીલ **ઉંદર**ને કાતુડી વળિ, કાબ્રૂલીની દોડ, ૧૧
ભમી ભટકિને વીણી લીએ, રહ્યાં સહ્યાંમાં ભાગ;
રખા રાવણુ રામોશી ને, પટેલ તલાટી નાંગ. ૧૨

પટ્ટાં રાતાને ડગલા કાળા, વન સિપાહનો સાથ;
ઇજનેર સરવઇ **સાબ**ના, મુકામ પડે આબાદ. ૧૩
છે અમલ અધિકાર ઓછો જ્યાં, દોર તોર દમામ;
ભારે અમલ અધિકારનો, તે આનંદી ઠામ. ૧૪
કુલકરણીને કારકુનો વળિ, મોજનીદાર નિદાન;
સમજી છેતરી કામ કાઢે, પેટ ભરીને ધાન. ૧૫
બાકીમાં પછિ ઢોરઢાંકને, છાશ દહીં ને દૂધ;
ઘી માંખણુ સહૂ વેચીને, ભરણુ ભરી દે પૂર. ૧૬
દેણું દેછે **શાહુકાર**નું, કાર્ય કિરત આચાર;
ફરી કરાવી બાકિ રેહ તે, રજ સરખું અંગિકાર. ૧૭
નરને નારી સહુ સોચમાં, દળે દિવસ ને રાત;
નીરાંત નહીં ઘડી એકની, મજુરી બારે માસ. ૧૮
એક નિંદે ને બીજો ચાસે, ઘાસ ત્રીજો વાઢે;
ચોથો ચારો ચૌટે જઇને, મ્હા કષ્ટે વેચિ આવે. ૧૯
સાંજ સવાર ટાઢ તડકે રૈં', પીડે બોજો બાળ;
માથે ઉપજની ગાંસડી, ને ઘસડે મણિયા ડાળ. ૨૦
શેત કરીની એતો રાણી, એજ ઘર ધણિઆણી;
દુઃખ સેવી સુખ માને છે, ખરિ સંતોષી શ્યાણી. ૨૧
વાઘ વીછી ને નાગ સંગ, માથે મોટ વરસાદ;
સાચવવાને શેત વાવણી, પડી રહે દિન રાત. ૨૨
અભય થઇ ભય માને નહીં, રે, નાના મ્હોટાં સાથ;
આંધળિ રાતે ફેરા મારે, ડાંગ કડિયાળી હાથ. ૨૩
રમકડાં જેવાં ન્હાનાં બાળ, નિંદે ગોરૈ ને ધુવે;
ધુળ મટોડાં ભેગું ભુલકું, પશુ પક્ષીને તગડે. ૨૪
ગાય વગાડે શોર કરે ને, બકોર કરિ બુમ મારે;
ચોર ઢોરને ઘેરી ઘાલી, ન્હાના છતે નસાડે. ૨૫

ન્હાનેથી મ્હોટાં સહુ સાથ, વૃદ્ધ નબળાં કે દર્દી;
ભાગે પડતાં કામ કરીને, કરે ખેતીને રળતી. ૨૬
ઉદારવૃત્તી ખરી ખેડુની, બીજાનું તો નામ;
ઘણું લુંટે ને આપે થોડું, ખેડુ દે ખરો જાન. ૨૭
મેહનત લઇ સૌ સુખી કરે, ભુખ્યો રહી દે દાન;
જાતે પોતે રઝળી રવડી, પુન્ય કરી લે માન. ૨૮
ધરમ કરમ તે એજ રૂડું, ખરા પરસેવનું દામ;
બીજે ધર્મે અધર્મનો, લક્ષ આપે **નહિ દાન.** ૨૯
લક્ષપતિ કો પલક વારમાં, થયલા જેને જૂવો;
તે સરવેના કર્યાદાનને, પાન-દાન કેહવો. ૩૦
ખરી મેહનત અંત્ત દીલથી, કરી આપે તે શૂરો;
રૂડો ખરા પરસેવનો એ, પૈસો પુન્ય સરીખો. ૩૧
દશ લક્ષ લૈ પા લક્ષ આપે, ક્યમ છાજે **પુન** નામ;
સત્ય કમાણી કોડી આપે, તેજ ધરમ ને દાન. ૩૨
બાઇની ટોપી ભાઇ માથે, મુકી અખળ ડૂખાવે;
શ્રાપ-સંખ્યા વધી પડે કે, **કુતર** બુક નંખાવે. ૩૩
અધર્મે ધન ભેગુ કર્યેથી, **દેહ સંતાન** સત દુઃખ;
આડે મારગે મેલવે તો, જોય કપરાં કરતુક. ૩૪
સકરમી સાચો સૂત તો, ખેડુ ધરમિ દોસ્ત;
સુખ્યો તે સંતાનથી, **ભુખ્યો** છતે તે **ભોજ.** ૩૫
વડિલ આપણા વદી ગયા છે, **ઉત્તમ ખેતી** સાર;
વિશેષ નફ્ફટ નોકરિને, આપી ભણાવ્યા પાઠ. ૩૬

---

## મહારાજા ઇંદ્રના પાટવી કુંવરો.

(રાગ ટોડી).

ઝરમર મેઘો વરસે આજ, લીલાં લ્હેર કરેછે કાજ;
હીરા મોતી નીર સિંચાય, તાપ ટપેટો સ્વપ્ને જાય. ૧

ઈંદ્રરાજ રીઝયા છે આજ, રળે રોટલો સૌનો નાથ;
રાજ્ય પ્રજાને આપે હામ, સેવ કરીજ ભજે ભગવાન. ૨
ઈંદ્રદેવ દૂઝે બહુ જેમ, રૂમે ઝાડો રૂમઝુમ તેમ;
પશુ પક્ષી સહુ રાજી થાય, લીલો ચારો ચરવા જાય. ૩

## ઈંદ્ર અને ભટ્ટ.

ઈંદ્રદેવ દાતાર ખરેખર, ખવડાવે ઘી સાથે ઘેબર;
વિપ્ર પેટ પંપાળી જાય, દઇ આશિષ દહૈત્રાં ખાય. ૧
જજમાનોનાં ગીતો ગાય, વાહવા વાહવા કરતા જાય;
શીખંડ ચટપટ ચાટી જાય, ભોણું સ્હેજે નવરૂં થાય. ૨
ઘેર જતાં હાલરડાં ગાય, ઓડકાર ખાઇ હાંશી જાય;
માતું પેટ તણાતું જાય, તેમ તેમ ઉંધો ચત્તો થાય. ૩

## ઈંદ્ર અને કણીઓ.

દાતા ઈંદ્ર જરા લે થાક, કણીઓ ફાકે ઝેરી ફાક;
ભાવ ઘટાટી ભોગનો હાથ, દઇ માથે મેલે નિશ્વાસ. ૧
**અલી** પનોતી રીસે ધાય, કાળિ બલાડી આડે જાય;
ફીક કિકા ને કહે તે ન્હેસ, અવડ ચરણ કહિ ભુંકે શેઠ. ૨

## મેઘો અને પીરૂ પખાલી.

રૂ નો વે'પારી રળવા જાય, પિરૂ પખાલી ગોથાં ખાય;
હાથ ઘસી ઘર ખાલી જાય, ઘરની બુ ને મારવા ધાય. ૧
બીતું ગજવું નીચવે જેમ, ક્રોધે નેન તપાવે તેમ;
જાણે બુ એ ચોરી લઇ, કીધો તેને ભિક્ષુક સહી. ૨
ભૂખી બુ મુઝાતી રોય, પિરૂ પખાલી ટેકે જોય;
મમતા બુ પર તેની ખરી, વ્હાલી ખરિ પણ ટેકી ઘણી. ૩

### દોહરા.

ચરવા પાડો છોડીને, ગયો પડોશી પાસ;
ખાતો દેખી પુંજાને, સ્વાસ નાખ્યો નિશ્વાસ.

કેરજઉ પેસા કાઢીને, વહયો ગયો બાજારે;
ખરખ્યા બા'ને તેલ લઇ, મૂંછે દીધો તાવ. ૫
આગળ ચાલી આટો લીધ, મફ્ત મર્ચાં મ્હો માગ;
હાવક મોઢું રાખીને, રબ્યો લેવા ગુલાબ. ૬
ટકોર તેજી તરકડે, કરી માળનને ત્યાંય;
હસવી ચઢવી માલીને, નાખ્યો હાથ ફુલમાંય. ૭
પુર પાટે ઘેરે ગયો, સોદો બીછવ્યો ખાસ;
ભાવ તાલની આંકણી, ઠોકી **બીબી** પાસ. ૮
"હાથ મુંછ કુ લગા દેખો, ઘી કી ક્યા બલીહાર"!
"ચિકાસ બીખ્રી બાલોંમય, હુઇ હોજરી ઘી દાર." ૯
"કુદરત ખુદાકી અજબ હય, ક્યા કહૂં ખૂશ્યાની!"
"ઘાંચી નુરા મીલા મુજે, દી ઉન્ને ખૂરયાંની." ૧૦
"દીએ ફૂલ ગુલાબ કે, હસ હસકે બાતાં કી;"
"સુની હકિકત બારાં કી, ઓર બીના બેરોજી કી." ૧૧
"દે કે પોટલી લોટ કી, કહ્યા સમજા કે હયું;"
"લો મેજમાની આજકી, કલ ખેલાઇયો તુંમ." ૧૨
"ફિર બાત કહિ અહેશાન કિ, હમ વડવે કિ બાત;"
ક્યા કહું "મેરે પિરૂભાઇ," દીલ નરમ નેક જાત." ૧૩
"ખાયા ખિલાયા ખુબ હય, આફ્રિન હઝાર અલ્લા;"
"પુલાવ ભરા હય પેટ મેં, કવાબ ઝર્દ મ્હશાલ્લા!!" ૧૪
"ખિચડિ લ્હેઝત દાંતો મય, તારિફ કી, બિસમિલ્લા!"
"કહી જાતી નહિ નગદિકિ, ખૂબ દૌલત થિ, વલ્લા;" ૧૫
અધરણ ચઢિયું બિબીને, તડકી ભડકી છેક;
વાત મિયાંની માનિ સાચિ, બડબડિ રાખી ટેક. ૧૬
"ઝર્દ પુલાવ કી મોજ લી, મૂજે નહિં દી, વલ્લા;"
"કવાબ લ્હેઝત ખુદને લિ, નહિ હ્રાદ મેરિ, અલ્લા." ૧૭

પીરૂ તેજી તરકડો, પણ, મમતાજી ભરપૂર;
ઉદાર ભોળો ભડભડ્યો, દીલે કપટ નહિં કુડ. ૧૮
ભડૂ ભોળો ભાવે તે, દિલે દુલ્લો મન જાડો;
ભમિ ભમાવિ ભોળ પણમાં, પટકે પગ કુવાડો. ૧૯
ભૂખી નૂરી દેખી દ્રષ્ટે, પીગળ્યો પીરૂ ઘેંસ;
હેત-હાથ ગળે વિંટાળિ, મન મટાડ્યો ક્લેશ. ૨૦
"નૂરી મેરી જાન હય, કુરબાન દું સબ સાથ;"
"પુલાવ, ઝરદા, કવાબ દું, જદ નામ પીરૂ ખાસ." ૨૧
ભોળા પિરૂનિ નુરી ભોળિ, ઝટ બની ખૂશ હાલ;
"જાફૂત ફૂ અબ લે ચલો, જાન પીરૂ ફિલ હાલ." ૨૨
"કલકી લાંઘી બયઠ કે, સોચ કિઆં હય ખૂબ;"
"બદબખ્ત હીંદુ લોકોં ને, કિયા હોમ ના મંજુર." ૨૩
"ભિલ કોલી કિ લડકીયાં, સિર પર લેકે ઝાડ;"
"ગિત ગાકે, ઇંદ્ર બુલાવે, જુલ્મ કયસા ક્યા ધાડ!" ૨૪
"બમ્મનો ને હોમ કીયા, મેઘ મચાયા ખૂબ;"
"પિરૂ બિચારા ભૂકે મરે, નહીં કદર નહીં બુજ." ૨૫
"મિયા તમકિ તકસીર ક્યા? મેવલા હીંદુ દોસ્ત;"
"**હોમ ચંદ્રિકા** ખડા કીયા, બારાં આયા જોશ." ૨૬
"કેહના કાજીજી કા હય, હિંદુ **હબીબ** કા નહીં"
"**હોજરી** જેસિ **ગોશ** નહીં, વયસા હિંદુ **દોસ્ત** નહિં." ૨૭
"મન મ્હોટાં જયમ તેમ કરી, બન્ને બકવા બેઠાં;"
"અંત્તે રોટલો થાપિને, ચટણિ વેરે ભાધા." ૨૮
"પુલાવ **સ્વપ્ને** પકી રહ્યો, કવાબ **કલ્પિત** ખાધા;"
"જર્દ બુરિઆની **ખાબ**માં, સુંઘી સંતોખી સુતાં." ૨૯

## ઇંદ્ર અને ગાડીત.

(ચોપાઇ).

સ્વારિ ઈંદ્રની ફરવાજાય, ચાકર નોકર બહુ મૂઝાય ;
સરદી વેઠી નહિ સહેવાય, દેતો ગાળો તેહ સુણાય. ૧
રાજા ઈંદ્ર કરે ધુમધામ, **ગાડિત** ખુવે જાતી હામ ;
થર થર કાંપી ખાંસી ખાય, મુગાં પ્રાણિ પર બળ અજમાય. ૨
ધડકી ધ્રૂજી પાછો વળે, શેઠજ જેવો મેડે ચઢે ;
ગાડી છોડી **પીઠે** પળે, દોડે તે તો એકે પગે. ૩
લાલ તેજાબની બે ત્રણ ટાંસ, હાંસે તાડી ગ્યાલન માપ ;
પડતો ખડતો રસ્તે જાય, ગટર મળે ગોલાંટો ખાય. ૪

(રાગ-રામગ્રી).

સૂજ હોય જો સાસની તો, મારે તડાકા ચીસ ;
નમતી ગમતી ગાળો ભાંડી, કાઢે ધણિ પર રીસ. ૫
પાડે ચાળા બાઇના, શેઠને કપરૂં ભાંડે ;
અરસ પરસ બે ગાડિતો, મેલું ધણિનું ધોવે. ૬
ગામ ત્યહાં ઢેડવાડો હોયે, નરસ સરસ સંસાર ;
લૂણહરામી ચાકર છે જ્યાં, દુગ્ધા નો નહિ પાર. ૭
કફોડ ચાકર ચલવી લઇએ, દારૂડીઓ દલાલ ;
ચારા ચોરને રાખવાથી, કામે હાલ હવાલ. ૮
તરકડો તૂરત તડકીને, બારણે બેશી ભાંડે ;
ભલું ભુડું બહુ બોલીને, ધણીને તે દૂભાવે. ૯
સરદી શાન્તી દારૂ કાઢે, તાડી રવિ તપાવે ;
રંગે રાતી ગરમી મ્હોવની, નેન માર્ગે દરશાવે. ૧૦
તમ પાસે ઇલાજ કશો શો ? તતબિર શું તમ હાથ ?
ગુસ્સો કરો તો ગળે પડે, ભીડે પલકમાં બાથ !! ૧૧

હાની સોશી બેશી રેહો, કહિ **ચાકર** ને **શેઠ**;
વિચિત્ર વખતને માન દઇ, કરો **દીયર** ને **જેઠ.** ૧૨
તાશીરી છે એજ કાળની, શીરૂ સુધારાની;
રીવાજોના ફેરફારની, બીજી શી નીશાની. ૧૩

---

## ઇંદ્ર અને સુધરઇ-બહાદુર.

(ચોપાઇ)

ઇંદ્રરાજ પર સહુનો મોહ, પણ બહાદુર સુધરઇને છે ભો;
ઝળકતો જોડો ઘાલિ જાય, રેલજ જોવા તતપર થાય, ૧
જળચર પેઠે વાંકો થાય, ડુબકીની દેહશતો ખાય;
બળી બહાદુરી બજ્યુંમાન, સહિ શરદી વેઠૂ જોખામ." ૨
છાતી ધબધબ ધડકી જાય, ડુબકી બ્હીકે ચૂવો થાય;
સાથે સાહેબ હસતો હોય, નિરખી બહાદુર તોલે ન્યાય. ૩
જુવે પાણિ પુરપાટે રવે, ખબોચ્યુ જોઇ ખરોખર ડરે;
આગ જોઇ અર્ધમુવો થાય, **અગમપછમ** જોઇ 'ખુણે ઘાય. ૪
સિંગુ શાંભળિ મારે હાય, (પણ) પંચમજે ત્યાં પો'જો થાય;
પોહળિ ચોડી વાતો કરી, મારે તડાકા પેટ ભરી. ૫

(રાગ રામગ્રી)

ચાલે ત્યાં બહુ દમ કસેને, નહિ ચાલે સુમસાન;
કામો પડવે પાછળ પગલાં, બને તો જાય **સમશાન.** ૬
રકાસ જુઓ દેશ રક્ષીના, સાંભળો ઠામે ઠામ;
વીશમી સદીના શ્રોતાએ, ધનધન **બહાદુર** નામ. ૭
હતા નહીં થશે કોઇ નહીં, **"કર લુંડીજ સલામ;"**
મહને દેખી જો તું નમે તો, કરશું તારૂં કામ. ૮
ખુશ-આમદ ખુલ્લી કરૂં હું, બની બહું ગુલતાન;
બળજોરી જો કરે કબી તો, ભાગૂ તેની હામ. ૯

કરે નમન મૂંગે મ્હોડે તો, કરશું તારૂં કામ;
નહીં તો જુઠી સાચીનો, કરૂં ઉપ્યોગ આ ઠામ. ૧૦
ગણપત ગર્વો બનિ ઠણીને, લિયે ગોરાનિ સોડ;
ગાંડો ઘેલો બની બનાવી, ઠોકે ટાઢે પ્હોર, ૧૧
મલાઇ મળતું લીસું મોંઢું, નાંખે ગરદન વાંકી;
ગ્રં'સ્થ ખરોએ બુધનો બેટો, હૅાય ત્યમ **સેકીન** આપી. ૧૨
સાહૅબ ભોળો **ક્રિસચ્ચન** શુરો, દેશ દાવ અણજાણ;
એવડ નમી નમ્ર નિષ્ટાથી, દિયે માન સનમાન. ૧૩
દૂરથી લોકો દેખી કહે, "ખરો માનિતો મર્દ;"
સાહેબ સર્ખાનો સોબતી, શૂં ગૂણી ગૂણવંત ? ૧૪
પગ થરે કે બમણી ભીંડે, દેશહિત દાખ્વિ નેમ;
વધારિ વધારિ રાંધણ કીધું, કરૅ ભોજન સુખ ચેન, ૧૫
વસિલા એમ વધારિને દે, પરકી પીડે બોજ;
આવે અણજાણા નવાસવા, તે વખ્ત બમણું જોર. ૧૬
એવા શેઠો સાંઢ સરીખા, નિર્ખો નગરના લોક;
કથા નથી કેહતી ખરી છે, માનો નહિ તો ભોગ. ૧૭
ગોરો ભોળો ભલો ખરો છે, ગણૅ ગણપત ગુણવંત;
વીશ સદીનો સાચો વકતો, માની લે આનંદ. ૧૮
રામેશ્વરના દુત્ત ઘણાને, કરૅ ભોળવિ બેફામ;
માનીતો થઇ મોંજ મારે, એ જાચાનું કામ. ૧૯
ભણેલ પણ તેહ ગણેલ નહીં, તંત્રી મંત્રી પૂર;
પણ દાવ પેચની સુદ્ધી નહીં, કાજ ખામિનું મૂળ. ૨૦
મન ભલું ભુંડુ પરખે નહીં, નહિ સમજે સંસાર;
રીતભાતનું જ્ઞાન નહીં ને, વધે ખરચના ભાર. ૨૧
કાને કાચા કામે જાચા, ગરીબ બહુ પીડાય;
કંઇ દાદ નહીં કાને પડે, એવી તદબિર થાય. ૨૨

ક્યાંચી ગોલ્લા ભેગા થઇને, કરેજ શોરબકોર;
કમ્મર કસીને ‘ વોટ ’ આપે, હશે માનવ કે ઢોર !! ૨૩
“ એ સતવાદી છે પ્રતાપી, લડે પરજનને કાજ;
“માટે **વટવોટ** આપીને, સજ્જે વરઘોડો આજ.” ૨૪
સમજ શિક્ષણનું નામ નહીં, લેશ સમજે નહિ સાર;
વિચાર વીનાના વહોવંચા, ધૂળ કરે **સ્વરાજ.** ૨૫
મેઘ વરસે જો જોરમાંતો, ખેતર ખાંડુ થાય;
વરસે જ્યારે નિમે મેઘતો, તરૂનાં દરશન થાય. ૨૬
બૂમ બરાડા મારવેથી, રાજજ કેમ કરાય ?
શાન્ત સમજના વાંધાત્યાં, કામ કેમ અટોપાય ! ૨૭
રખે લલચાવો લાલચૂતે, માન પાન ગૂમાન;
અજ્ઞાન હો તો દૂર રહોએ, જ્ઞાનીતું છે કામ. ૨૮
ભલુ ચહો તો ભરાઇ રો’ ભઇ, સોડો સ્ત્રીની ખેંચી;
વહુકણાં પેડે **હોંચી** તાણી, કેમ મચાવો મસ્તી. ૨૯
ભલે ગુંજી ભલે ગુંજાવો, કોયલ ભમરડા ખૂબ;
રણકા ઠેણકા મારિ મરાવી, ધન કરોના ધૂળ. ૩૦
પુજ્યપણાનો પાસો નાંખો, રાખી છાતી હામ;
નીકર ઘર પુંજા કરો, નહિ અહિં તમારૂં કામ ૩૧
**પર સ્વારથે પ્રજા પ્રેમમાં,** કરે બહાદુર કામ;
તેજ બહાદુર રાખી રે’શે, **વીસ** સદીનું નામ. ૩૨
જમાખરચના જુઓ આંકડા, ગુચવણ જેમાં ભારી;
ગુંચ ઉકેલે તેજ ખરો નર, તેજ ગણાશે ગાજી. ૩૩
ભામટા પેરે ભાંજી ફોડી, કાચું કાપો કેમ;
અનાંથ લાવો નાથ ઠેકાણે, હોડિ ડુબાવો નેમ. ૩૪
મારામારી ત્હારી મ્હારી, ના મચાવો રા’ઢ;
બાપ બેટા પેડે બેશી, રજુ કરો ઉપચાર. ૩૫

એહ છૈયું **લોર્ડ રિપન** નું, આપી કીધા નહાલ ;
એહ સ્વરાજ્યનુ બાળકું છે, પોષો આપી વ્હાલ. ૩૬
ખોળી કાઢી ખોળે લેવો, જ્ઞાની નરને જોઇ ;
**વટવોટ** આપો શૂરા જનને, કચરો કાઢે ધોઇ. ૩૭
પંડિત તેડો હરખી-પરખી, ખરો પરિક્ષક નર ;
**કરણ** ના કરતા **નંદ** જેવા, લાવોં તેજ બહાદર. ૩૮
**દાદા** જેવા દેશ હિતસ્વી, કરે કામ શુધ સાચાં ;
સ્વાર્થ તજીને પર સ્વારથમાં, દિયે દેશને **માથાં.** ૩૯
ભુવા ગારૂડી ગાંડિયા, ભેગા કર્યા તો ભૂલ ;
નાકેશ જનને **વટ** આપી, માથે ભરો કેમ ધુળ ? ૪૦
સ્વતંત્ર છૂટ છે બકવાની, છકવે છાજ્યાં દે ;
**દેશ માતુશ્રી** દુભાશે, જો વઢો **સ્વહિત** અરથે. ૪૧
**રાજ કરતા** હેતશ્રીઓ, આપે છુટ અનુકૂળ ;
પારકું નહિ પોતાતણું, ગણી કરો સત મૂલ. ૪૨
ન્યાય કૃપાનો લાભ લેઇ, કારજ કરો નમૂન ;
નિજ **સ્વાર્થ** તજી **દેશસ્વાર્થ** નો, લ્યો હૈડે શુભ ગૂણ. ૪૩
ગુણ કરતાં **અવગૂણ** ને, ઓછો દેખો **આજ** ;
ત્રપ્ત થઇ સંતોષ લ્યોજી, **કમી** કરાવા દાઝ. ૪૪

---

## નોટ.

એક મોચીને સુધરાઇખાતામાં **સભાસદ** થવાની હોંસ થઇ આવી. તે જોઇ શેઠિયા સભાસદોને પોતાના પગની કલ્પિત વેદનાનું સ્મરણ થઇ આવ્યું અને એક પછી એક સર્વે ખળભળી ઉઠયા ! ! ! પરિણામે ગરીબ બાપડા મોચીને નિચી મુંડી કરી પાછા પોતાનો ધંધો આદરવો પડ્યો. અને શેઠિયા સભાસદોએ હોંસે હોંસે જોડા ખરીદી પગે ઘાલવા માંડ્યા ! ! સારાંશ, સુધરાઇના **સર્વ સ્વામી** સોટા લઇ સુધારા અર્થે, ફરીને મથવા પડ્યા અને હડતાલ બંધ પડી—તત્કાળ મોચીઓએ પોતાના **કાલબુત** અને સોઇયા ફરીને હાથ ધરયા ! ! પણ પુછવાનું એટલુંજ છે કે :—

(દોહરો)

**મોચી**માં ને **જોશિ**માં, ફેર ગણ્યો કે કેમ ?
સર્જીત **ઈશ્વર** એકના, તરછોડો તે કેમ ? ૧
**જોડા**માં ને **બૂટ**માં ફરક પડ્યો કે કેમ ?
કાલબુટોના ધાટમાં, સિવ્યા જ્યેમના તેમ ! ૨
**વાંદર**માં ને **મનુષ્ય**માં, ફેર ગણ્યો કે કેમ ?
સરખા બન્ને ધાટમાં, છતે ન માનો કેમ ! ૩
માણસ મૂળે બાળકાં, એક **ખુદા**ના સહુ ;
જે હીણે હમજાતને, **વાંદર** લક્ષણ કહું. ૪
માટે **મોચી**નો ધરી, લિયો બગલમાં હાથ ;
**વાસ** વહે જો **ચામ**ની, શ્વાસ તજો સહુ સાથ. ૫
ભાગ દિયો ઉમંગ ધરિ, બેસાડો તમ પાસ ;
દેશ સભામાં દીપશે, જાત જણાવી ભાત. ૬
દિપે નહિ તો દીપાવશે, હશે રૂડાં આચર્ણ ;
જુગટાળા '**જોશી**' થકી, ભલે **મોચિ**નો સંગ. ૭
સ્વસ્થ જણાતા **શ્રોતા,** હો ! વસ્ત્ર બગાડો કેમ ?
**મ્હેતર** મુકાદમ આવશે, (તો) તજશો તેને કેમ ? ૮

**મોચી માછી ધોબી**ઓ, માનવ નહીં કે શૂં?
કાં બને નહીં બેટાઓ, બીજ અજરામળ નૂં! ૯
સ્વસ્થ બનેલા શેઠિયા, ચમકો છો કે કેમ?
**અસતરિ અસ્ત્રા કુઢિને**, ધરો કારિગર નેમ. ૧૦
બ્હીક માત્ર **મ્હેતર** તણી, અડિયલ બનિ બેશેજ;
કો, સ્વસ્થાન સફા કરે? '**ય**' બલા કુણ લેશેજ!! ૧૧

## ટોપચી સુધારક.

(ભુજંગી.)

સુધારો સું વાળો સુધારો કરાવા;
છોડે **તોપ** પણ હોય ના માંહિ ગોળા;
લવે બ્હેંકિ કે આગને ધુવ જાગે,
કરે શ્હેર **બધો** ઘણો હર્ષ આણે. ૧
કરે પ્હોળિને ચોડિ તો વાત લાંબી,
સુધારાનુ તે બ્હારથી ડોળ ઘાલી;
જુવો **સુધરેલો** બનું **બૂટ** પ્હેરી,
કરે શ્હેર **બધો** ઘણો હર્ષ મેલી. ૨
લખે રાગ લાલિત્યના લક્ષ લિટા,
ઘડે છંદ છપ્પા સુ દોહા રસીલા;
વદે વિધવા-રોગને હુંજ ટાળું,
કરી શ્હેર **બધો** બની માન ખાટું. ૩
વદે વેણ મ્હોટાં રહી છાતિ કાચા,
શુરા જીભના તે ખરા ધૈર્ય પોચા;
ચઢે વેણ-વૈમાનમાં ખૂબ વેગે,
કરે શ્હેર **બધો** બની હર્ષ દેખે. ૪

હઠે જોદ્ધ નહિ જીભનાં તીર મારે,
ધટે પાણી નહિ જીભથી જે ચટાડે;
શુરો શ્વાન તો બાચકું મારિ બોલે,
કરે શ્હોર નામર્દ બહુ મૂખ ભુંકે. ૫
શુરો ને છુપો તે ખરો હીત્તકારી,
વચન પાળિને તાકેતો સત શિકારી;
લિયે નેમ **મલબારિની** આસ ટીકી,
**ખરો** તેજ **સાચો,** લિયે **હેત** જીતી. ૬

## પ્રાર્થના.

(રામગ્રી).

મસ્તક નીચે નાંખી પ્રેમે, નમુ દાતા તું **એક;**
બીજાને હું સલામ આપું, એજ ધર્મ વિવેક. ૧
હાથ ઉંચો માથે અડાડું, પ્રણામ કરૂં સૌ સાથ;
**પગ** વાળીને **નાક** ઘસંતાં, નમું **એક દાદાર.** ૨
ખૂદ **ખુદા** તો **એક** છે, નીરંતર નીરાકાર;
બીજાને જો **ખુદા** કહે તો, અંતર ઉપજે ત્રાસ. ૩
વસે વિમાસણ હૈયામાંહે, એજ **ખુદા** નો ઑાસ;
**શીવ** સઘળે વ્યાપી રહે, દીલે વસે **પરબ્રહ્મ.** ૪

(દોહરો).

અંતઃકરણ જે આપણું, **ખરૂં** કરવાને કેહ;
**ખોટું** કરો મન મારિને, તનનો તેજ **ફરેબ.** ૫
ચોર તણો કર, ચોરતાં, ચોંકે મન કચવાય;
પણ હિંમત દે **દોજખી,** ત્યારે ચોરી થાય. ૬
**અસત્ય** વેણો ભાખતાં, ગળે ગળચવું જાય;
**જુઠું** બોલે ઝડપથી, પણ જુઠું ઝટ છતું થાય. ૭

પ્રયોગ છે એ કોણુનો ? મનને પુછો ભ્રાત ! !
અંતર કે'શે એમ—એ, ખુદાજ આપો આપ. ૮
તન જુદું છે મન થકી, મન આત્માનું ધામ ;
આત્મા તજે આ દેહને, તુર્ત પડે તન ધ્વાન. ૯
તન કરાવે તરકટો યાદ **મનશની** દેજ ;
ચેતાવ્યે ચેતે નહીં, અંતે રડી તે રેહજ. ૧૦

## અસંતોષ કે લોભ ?

(દોહરો.)

માથામાં ગુન ગુન ધુઝે, ભમરો ભુંડો ભુંડ ;
ચવળે કીડો લોભનો, અતિ લાલચનું મૂળ. ૧
ખાતે પીતે ખાસડાં, મારે અપને માથ ;
છાપ **હાયની** છાતિયે, **છાપી** કરે વિલાપ. ૨
શક નાંખે **શિવ-ન્યાય** પર, કનડે કિસમત ખાસ ;
ભર્યું ભાણુ ખાલી જુએ, શીર અફાળી હાથ. ૩
જર ભરેલું જગત મોટું, આખું માગે તેહ ;
ઉચલે હાથ આભ ભણિ, લેવા સઘળું જેહ. ૪

(રામગ્રી.)

જળ ભરેલું જગત મોટુ, જોઇ દેખિ મુઝાવાના ;
મ્હને મળે નહીં કેમ એહ ? એમ બકી રોવાના. ૫
ગમી દમી ને દેહે બાળે, તપસ્વિ પેરે તાપી ;
સરળ જીવ દુભાવીને, મરે લોભી જીવ બાળી. ૬
લોભ લાલચોનો અંત નહીં, શાન્તિમાં ક્યમ રે' ;
રોજે ભમતું ભેજું દેખો, સંતોષજ કેમ મળે ?. ૭
ભોંયે પડેલો ઢગ ફુલનો, ખોબો ભરિને લે ;
છતાં સંતોષ તે ખોઇને, ધાલે હાથ કાંટે. ૮

(સવૈયા છંદઃ—એકત્રિસા, બત્રિસા, મિશ્ર.)

રે !! લોભી જો પ્રીય પતંગી !! પડે દિવે તે મરવા,
આગ તણી તો ધાક ભુલીને, ઝિંપલાવે તે બળવા. ૯
મળે તને નીતી-નીયમથી, ગ્રહણુજ કર્ય સંતોખી;
ઝાઝું લઇ કરવાનું છે શું ? મરવાનું તરછોડી. ૧૦
તજવાની પ્રીતિ પુત્રપિતાની, માયા મ્હોબત માતાની;
આદર માનજ ભુલી જવાશે, લોભ ભુલાવે **દાતા**ની. ૧૧
કૃત્ય જુઓ **કિરતાર**તણું આ, **વ્હેંચી** વાંટો આપે છે,
ન્યાઇને**મથી** સૌને પાળે, **અચળ એક** જે માથે છે. ૧૨
લોભી જો તું લાખ્ખો પ્રાણી, નિરબળ દુરબળ દેખાશે,
ગણી જો સુખ્યા તારા જેવા, લાખે સો નહિ લેખાશે. ૧૩

(દોહરો.)

રવડે કોઇ અંધાપમાં, લુલાં લંગડાં લાખ;
રૂખડે બહુ પંડ રોગમાં, જુવો તેનો કલપાન્ત. ૧૪
ધન રોગી શિર શત્રુતા, ધન આવે ને જાય;
કે'વત કવેશર કહિ ગયા, કદિ તે ક્યમ લોપાય. ૧૫
લિયો સૂખ સંતોષમાં, શોષો દુખ ધરિહામ;
દુખ ને સુખ ઉર માનિલ્યો, તો જોશો સુખધામ. ૧૬
કલપો જેવી કલ્પના, દીલે તેવી અસર;
હાથો ચાટી માનિ લ્યો, તો ભુલો ભુખ તરસ. ૧૭

---

## ઇર્ષા.

(ભુજંગી).

ચુંચી આંખ મેલી અને મોહું મેલું,
ઉરે લાહ્ય ને દર્દ તેને વસેલું;
ગળે થૂક ખુંચે કદી યાદ આવે,
બહું લોહિ બેશી દિનો રાત બાળે. ૧

જુઓ શ્યાળ કો'લું ધરે મોઢું ખંધું,
જુઓ આંખ બાડી વળી ડોળ ગંદુ ;
બિડી હોઠ ને લાગ શીકાર શોધે,
**અદેખો** સદા **શ્યાલની** જોડ્ય હીંડે. ૨

**( દોહરો ).**

ક્રિડ ઈર્શાની કોતરે, હૈડું ફોલી ખાય,
જયહાં અદેખઇ પરવરે, દૂષે જીવ ગુંગળાય. ૩
" ચઢીઆતો ક્યમ મુંજથી, કીધો તેં એ **રાય** ?"
" ન્યાય નહીં **કલિયુગ** છે, અધમ રાજ લે'વાય." ૪
અગન બળે તેના ઉરે, ગળે ખુંચે બહુ ખાધ,
ખાતાં પીતાં બેસતાં, ચમકે **એ પ્રખ્યાત.** ૫
" ગમે મને ઉતારિને, એને નાખો નીચ ;"
" પડતી મ્હારી નમુ ખમું, એ માગું ઓ **ઇશ** !!" ૬
ચાર ચતુરો ચોકમાં, મળે કદી શૂભોગિ ;
**ઈર્શા** તેની જાગવે, **ભોગીકયમ** હું **રોગી."** ૭
રોગ જોગ સહુ મન તણો, કલ્પિત પૂર પ્રમાણ ;
સુખી છતે દુઃખ માનિલે, **ઇર્શા** મુખ્ય **પ્રધાન.** ૮
હોય નબળુ મન દોરવે, ભેજાનું ધોવાણ ;
હલવેલું નાદાનિમાં, તેનું એ પરિણામ. ૯
મુર્ખ હોકે ખુશામદી, માખણિયાની સાસ ;
આવે કે સિંગ ફુંકિને, ફુંકાવે પરપાસ. ૧૦
" **ચતુરભૂજ** છું હુંજ તો, જગત વનાનો પૂત ?"
" **હુંકારો હોંચી** તણો, મસળો મરકો દૂધ." ૧૧
અથડાશો અભિમાનમાં, ખોશો હોશે નૂર ;
ઇર્શા પાપ અધિક કરે, થશે હશે તે ધૂળ. ૧૨
લ્હાવ લાડ સંજોગનો, વેચણ વ્હેવૉર માન ;
ભાગે પડતું પિરસેલું, નમી નમો **ભગવાન.** ૧૩

## નિંદા!!!—ગપ્પા!!!

(રામગ્રી.)

મિત્ર મમતાને પડતાં મેલિ, લિયે નિંદતનિ સોડ;
મોજ લઇને મધૂર માને, બનવા **નારદ** જોડ. ૧
પરાઇ પિડ્યા માથે વ્હોરે, છિદ્ર બિજાનાં શોધે;
ખોળી-ઢુંડી જડતી જુગતી, વાત તડાકા ઠોકે. ૨
નિરખે નાની*-છિદ્ર થકી, દરેક નાનિમાં નંગો†;
નિંદિત નાગો જાહેર છતે, નંગ†-નાનિ ના નિંદે. ૩
ગળ્યું ગળે તેહ ગપ્પાંમાં, ટાઢયક માની ભુંકે;
ઉઘડ કે'વાની હામ નહીં, ચાળામાં ગપ ઠોકે. ૪
મળતા વિશેક જોડે રાખે, હું હુંકાર પુરાવે;
પરાઇ ખાંધે ટેકો રાખી, પરનિંદા પ્રગટાવે. ૫
ઘાતક તે **જમ** જેવો ઝેરી, દુપટ દર્દે કે દ્વેષી;
મુખ્ય કરીને અદેખિ માંહે, ભજવે ઇર્શા શેખી. ૬
સુવેણ વદે સુલક્ષી હોયે, કુવેણ વદે કુપાત્ર;
તજવી સંગત નિંદિતની, નીરંતર કરજો ત્યાગ. ૭
જીભ દિધી છે પ્રેમિ પ્રભૂએ, તે જીભે સુભ ભાખો;
ઉપભોગ કરો ઉપકાર માનિ, ગુંણ ગિતો તમ ગાવો. ૮
**દેશાભિમાન**નો જુસ્શો રાખિ, તેજ **તેજી**માં તપો;
દેશી થઇ ના દેશ વગોવો, ન ચાલ **નારદ** ચાલો. ૯
**ઉઠો ધરી ઉમંગ ઉરમાં,** સુવેણ સો વદવાને;
શીખ શિખો સુભ પાઠ ભણીને, **નિંદા** ત્યાગ કરવાને. ૧૦

(દોહરો.)

પર નિંદાની શોધમાં, ચિતભ્રમ જેવું ભાન
કૂતર-પેશો પરઠિને, વાસ સુંઘે જ્યમ શ્વાન. ૧૧

---

* ન્હાવાની ઓરડી. † નાગો.

સૂગ શરમ રાખે નહીં, પરકુ મેલું ધુવેજ
ફજેત થાતાં લાજ તજું, નિંદિત કંઇક કુટેજ. ૧૨
વાત ચિત્ત વ્હેવાર નહિં, નહીં કશો સંબંધ
નહિં ઓળખ નહિં ખાતરી, છતે નિંદે સુજન. ૧૩

## પ્રાર્થના.

(લલિત છંદ).

સકળ સૃષ્ટીમાં, શીવ સત્ય તું,
અખુટ શક્તિમાં, શ્રેષ્ટ એક છું;
પુનિત પુન્યથી, પુજ્ય તું પિતા,
છીયે અમે ખરે!! પાપિ હો બધા. ૧
કર ક્ષમા હવે, વાંક પાપની,
મતિ તુ દે મ્હને, સત્ત ધ્યાનની;
ચરણ ચુંબિને, નમુ પ્રભૂ તને,
ગતિ વધારિ દો, સ્વછતા મને. ૨
નથિ રૂષિ મુની, નથી મતી કશી!
થતિ નથી અરે!!! દીલ શાન્તી!
મન મુઝે બહું, સ્વાલ સો કરે,
કરૂં શું હું પ્રભુ, રે, ઇલાજ તે! ૩
સુઘડ બુદ્ધિ ને, ધ્યાન ધીરનુ,
ખુદ ખુદા દિયો, સત્ત વીરનું;
પતિ પ્રકાશ નો, તું પ્રતાપિ છું,
પરઠવી પ્રિતી, કર કૃપા ઇ'છું, ૪
હરિ, કલંક થી, સૂતરો કરો,
અભય આપિને કર્યં તડો ખડો;
ભુલિ હું જાઉ, એ,ભાનમાં રહ્યો,
કર ધરી મ્હને, વાચવી લિયો. ૫

ભુખડુ જ્ઞાનનો, ભીખવા ભમું;
ભુખ ભાગુ તો, જ્ઞાનિ હું બનું;
તપ કરૂં તપી, જપિ નમી તને,
મુક્તિ માગુ છું, ઘો દયા મ્હને. ૬
વરસ વહિ ગયાં, વીશ એવડાં,
ભરતિ ભાન તો, તે થકી થયાં;
પલક વારમાં, પ્રાણુ તો જશે,
ભળિજ આત્મમાં, સત્ય ભાખશે. ૭
હિસૅાબ આપશે, સૂક્ષમી-ઝીણો,
કરત કર્મ ને, ભરમ મરમનો;
પછિથિ શી ગતી, મ્હારી રે થશે,
પુનનું ત્રાજવું, ચઢિ ઉંચે જશે. ૮
દુરિતની તુલા, ભોંય ભેગિ રે';
કરિશ શું ક્રિયા, શી વલે થશે!!
કળ વકળ કરૂં, ગુંચ આવિ છે,
ચુક અચૂક ખુબ, ઉર વ્યાપિ છે. ૯
પ્રભુ તુ દે દવા, સાર ધર્મનું,
ધુંવિ ધુપાવિ દે, તન અધર્મિનું;
ભિખ અકર્મિ ને, આપિ ને કરો,
સુમતિ દાન દૈ, દુઃખ ને હરૌ. ૧૦
સપુત તાહરો, સુત છું પતિ,
અવર શું હરે? પાપની મતી;
નમિ નમી નમું, નેક નેમથી,
ભજુ પિતા તને, દીલ જાનથી. ૧૧

---

## સૃષ્ટી-માત અથવા માતા-સૃષ્ટી.

(રામગ્રી).

પ્રથમ **પરમેશ્વરે** પ્રગટીને, ભજવી **ભૂમી** માત;
પેદા કીધી પૂનમ જેવી, **સ્ત્રી** સદ્‌કર્મી જાત. ૧
બન્ને મળી **વરમાળ** આપે, પ્હેરે વિશ્વ સાક્ષાત;
**બેનો બન્ને** ભેગી થઈને, માંડે શુભ સંસાર. ૨
બિજનું શોષણ બન્ને કરિને, ઘડે ચિરંજીવ ઘાટ;
પાળી પોષી પુષ્ટ કરી, આપે **કૃષ્ણ** અવતાર. ૩
ઝાડ ઉધારે ફૂળ ફૂઝાવે, વળિ ખાખર હદ પાર;
ભેળ સેળની સૃષ્ટિ આખી, જુઓ તમો નરનાર. ૪
સાર ન નિકળે વિચાર કરતાં, ભરમ **બ્રહ્મા** જાણે;
સરસ નરસનો ભેગો મેળો, પાર વિચાર ન આવે. ૫
પ્રમાણ એમજ **સ્ત્રી પુરૂષ**નું, કોઇ **ભુંડું** કોઇ **રૂડું**;
કોઇક ઝાડે **જામ** લટકતું, **કવચ** બીજાં પર કુંડું. ૬
ભૂમી માતા ધાન્ય તો, થોકે ખોળે આપે;
તેજ ભૂમીમાં બાઝે દ્રાક્ષ, પૂરી ભાગ ન આવે. ૭
ઉપયોગ એક સરીખા છે, પણ, કર્મે નિરાળાં હોય;
પ્રમાણુ પ્રાણીમાત્રતણું ત્યમ, જુદા રંગમાં જોય. ૮
દૈત્ય વ્યંત્રિ સૌ કામનાં છે, શું સ્ત્રી કે શું મર્દ?
ખ્યાલ કરોતો મને લાગશે, **ઈશશકતી શું સર્દ?** ૯
ધ્યાન ધરી વીચાર કરીને, વદું સત્ય હું વેણ;
ભલી ભુંડી વર્ણું વર્ણવું છું, દેખું ચાળા-ચેન. ૧૦
લેશોમાં કોઇ **પારકો, પોથો પચાવી પોત;**
જેને જે લાગૂ પડે તે, તેણે લેવો **બોધ.** ૧૧
મિથ્યામનમાં ક્રોધ કરી,નહિ, ભાંડવું ભાઇ બેન;
શાન્ત બની મંનને પૂછવું, 'મુજ ચાળા શું ચેન'? ૧૨

**અંતઃકરણ** કહે તે માનો, **આત્મ** પ્રગટે સાચું ;
નિશપક્ષ મિત્ર તે ખરો, સત્ય કહેશે નહિ વાંકું. ૧૩
સ્ત્રી **સદગૂણી** સ્ત્રી **દુરગુણી,** સ્ત્રી **વિલક્ષણ** જાત ;
છતે ખામી કલંક નહીં, નહીં દીસે હોય ડાગ. ૧૪
**સતી** બને કોઇ સત્ય કે'વા, **પતીત** છતાં પ્રાશ્ચીત ;
એહ ભરમની મ્હોટી વારતા, માની લ્યો નિશ્ચિત. ૧૫
કહુ હું તે શું ફરી ફરીને, સ્ત્રી **વિચિત્રજ** જાત ;
કળ બળ વાપરિ કેળવિ લેવી, સુધ બુધ રાખી સાથ. ૧૬
કરમ કહાણી કરમ લહાણી, ( તેમાં ) કરમ ધરમનો હાથ ;
**સુભાગ્યથી** શુભ સ્ત્રી મળિ આવે, **કુભાગ્યે** કૂપાત્ર. ૧૭
તંત્ર મંત્ર કે જંત્ર વડે પણ, ફળી નથી સ્ત્રી જાત ;
ફરે નહીં ફરેબ દીધેથી, કરિ જો લક્ષ ફિસાદ. ૧૮
માત **ભુમીનાં** પ્રાક્રમો જેમ, ગણવે નહીં ગણાય ;
તેમજ **શકતી** સ્ત્રી તણી, કસોટી કેમ કઢાય. ૧૯

## સદ્દગૂણી સ્ત્રી.

**સાચી** સ્ત્રીના સદ વૈભવનું, કેમ થશે સત તોલ ;
મળે નંગ બહુ નહી જડે, **કંચન કુંદન** મોલ. ૨૦
ધર્મ-વાદી બૂધ સરીખા, **ક્રાઈસ્ટ** ને **કયવાન**
પુજ્ય પુત્ર **જરાથુસ્ત** જેવા, કરી આલમ એહશાન, ૨૧
સહસ્ત્ર બુદ્ધીના બાળકને, આપ્યો તેં અવતાર ;
ધન્ય સ્ત્રી સત ધન્ય તને, કંઇક કર્યા દીગ પાળ. ૨૨
ધણીની તું તો ભાગ્યવંતી, **ચંદ્ર** સમી નિરમાણ ;
સૂખ દુખમાં સામિલ થઇને, કીધાં કામ વિશાળ. ૨૩
ઝાળ બળતી હોયે ગાલપર, ચુંબે ચૂસી લેય ;
શીતળ વાયૂ વાંઝોટીને, તન મન શાન્તી દેય. ૨૪

હોય પારકાં કે પાડોશી, સરવે સૂત સમાન;
કરૂણા રસ પીરસીને ઝાઝો, રિઝવે લોક નિદાન. ૨૫
ખાન પાનથી તૃપ્ત કરે, હોય માગણુ કે ભિક્ષૂક;
દયા દેખાડી બાળકોને, મન માયાળૂ ખૂબ. ૨૬
ચિત્તલ ગઢમાં ચિત્તા સચકી, હાંમે પાડી દેહ;
સત્ય સાક્ષી ને સહસ્ત્ર શાસ્ત્રોનો છે એ ઉલ્લેખ. ૨૭
પ્રથમ ભજવો **ભગવાનને**,ને, પાછળ **સ્ત્રી સતમાત;**
આભાર માનો પરમકૃપાળુ, સરજી **સ્ત્રી પુંજ્ય** જાત. ૨૮

(ચોપાઇ).

**સત્યવંતિ** જેને ઘર **નાર, ભાગ્યવંત** તેનો ભરથાર;
હોય **કૂપાત્ર** જેની **નાર, માત પિતાનો** ધિક અવતાર. ૨૯
**કુળવંતી** દીપાવે કૂળ, **નાકેશ** તો નંખાવે ધુળ;
**કુળવંતી** ઘર અભરે ભરે, **સૂત પતીને** રળતા કરે. ૩૦
જે જનને જગ માહિ હમેશ, પુજ્ય **પત્નિ** તૂં દે પરમેશ;
ન્યુનતા તેને કંઇ નવ રહી, **સ્વર્ગ** સૂખ તે જોશે સહી. ૩૧

## દુરગુણી સ્ત્રી.

(રામગ્રી).

**વંઠી** સ્ત્રી તારાં કાર્ય માંહ્ય, કૌતક કૈંઇ કૈંઇ થાય;
વિચિત્ર તૂં વૈભવ વારૂણી, અજબ કામ લેવાય. ૩૨
હજાર ફરસૈંગ ફલંગ ફાંદા, ફૈંકી ઉડી ચાલે;
નટ્ટ નગુણાં લોક નફ્ફટ્ટો, લાવી ઘર ધ્રૂજાવે. ૩૩
નફ્ફટ સ્ત્રીના નાચ વડે તો, **વિશ્વ** થયો વૈતાળ;
ધણી ધોરીના ધિક્કારેથી, મૂઝે મર્દ મુછાળ. ૩૪
સૈન્ય સિંહાસન શું લંકાનું, રાજ **ઉજન** સિધપૂર;
**ભરતખંડના** ભૂપો ભારે, કરી બેઠા **હુડધૂત.** ૩૫

લજ્યા લોપી ફૂમક આપે, જમા કરે જન જાચાં ;
વ્હાણુ વાતે પાઠ ભણીને, પલ્કે ઉચકે માથાં. ૩૬
જાત પ્રજાતે મેલાં ગંદાં, એક સરીખાં દેખે
નામ ઠામ બેભાન બનીને, ભાર મર્યાદ સૌ ભુલે. ૩૭
કબરજ ખોદે આપ બાળની, કતલ ન કરવા ચૂકે ;
રાંક સગાંઓ ટાંકામારી, ધાવ કબર બેહુ પુરે. ૩૮
સાફ બતાવે ભાંય તે, "રખે ઢેપાં લોક દેખે ;"
"ખડબચડી પૃથ્વી દેખીને, છૈયાં હીણાં લેખે." ૩૯
રાંક બાળકાં હોયે ભોળાં, નહિ તેમાં કંઇ દોષ ;
માત વાંકમાં વિંટલાઇને, ધરે દિલે અફસોસ !! ૪૦
માટી માયાળુ હોય તો, **ધસે હસે ને મૂઝે ;**
નિર્દોષો ને વંચવી, કલંક પર ચૂનો ધોળે. ૪૧
**લજવે પિતાના** કૂળને, **લજવે માતને ભ્રાત ;**
**લજવે** કૂળ **કુટુંબ**ને તે, ન્હાનાં મ્હોટાં સાથ. ૪૨
ગારૂડી ને ધરે બેશી, શિખે કામ શામ અદકાં ;
ડચકાં ખાઇ લોકો દેખે, હોય મર્દ, ના મર્દા ૪૩
વંઠી સ્ત્રી અશાન્તી માંહે, લિએ મર્દના સોંગ ;
ઢોંગ મચાવી નરને આપે, નારીના ભૂષણ. ૪૪
ભુંડી સ્ત્રીનાં કીસમતનું, અજબ ચોધડિયું ચાલે ;
શોષી લીએ સજ્જન દુરજન, ફરક પડે કોંઇ કાળે. ૪૫
ચરિત્ર વંઠી સ્ત્રીઓ કેરાં, વિચિત્ર બહુ દેખાય ;
હદ વળી શ્યામશક્તીની, ત્રિલોકીક તાલ ગણાય. ૪૬
ભુંડી સ્ત્રીને મ્હોડે ભાંડણુ, દમે ભલો ભરથાર ;
ગાળ ગોલોચિ ગાઇ વગાડી, બાળ કરે ગંવાર. ૪૭
અક્કલ વિનાના વાંદર જોડે, ઓળખને વેહેવાર ;
કારમિ સ્ત્રીની કેડે રહિ કે', 'હું ચલવું સનસાર.' ૪૮

વંઠી સ્ત્રીઓ સોગંગજીને, ભણે ભણેલ કલામ ;
કો દિન કલ્મો કો દિન વેદ, કો દીન ભજે તે રામ. ૪૯
કો દિન બાળ અને બાળકાં, કો દિન ધણી ધુરંધ ;
ગળે લગાડે મંન મનાવા, કે " નિર્દોષ છું નિરંત." ૫૦
કો દિન જૂઠાં આળ ચઢાવે, મ્હો માથાં બહુ કૂટે ;
બાળ બચ્ચાંને ભોળવીને, ઘરે અગ્નિ પણ મૂકે. ૫૧
પિતા પતીની પિંડયો કાપી, પૂરે પોતાનાં ઘાવ ;
જૂઠાં તોહમત થાપી-છાપી, પોતે કરે બચાવ. ૫૨
ક્રૂર કે'વાડે ઘેલાં ગણાવે, ઘાતક છાપ મરાવે ;
સાલસ શૂરા સુદ્ધાને પણ, જુલમી ચોર બનાવે. ૫૩
કેળ સમા કોમળ અંગીને, કરતી ઝટ્ટ કઠોર ;
સતકાર સઘળો ભૂલીજઇને, કરવા નિકળે ઠોર. ૫૪
ખાવું ત્હારૂં ગાવું બીજાનું, રહેવી ત્રિજાની વેઠ ;
લાજ રહિત લલ્લતાઓ કેરો, એ છે સત્ય વિવેક. ૫૫
તૂજ માટીના ધૈર્યથી, મળે તને ફુલપાન ;
ઉપકાર ભુલિ અપકાર કરવો, તે નર્કીનું કામ. ૫૬
શું સમજે તું એમજ કે, નથી કદી કોઇ જોતું ;
છુપી દૃષ્ટિ સંસારની, એ, રગતપીત્તનું ગોતું. ૫૭
ભવ બન્નેમાં શાસન મળશે, નહીં મળે વીશ્રામ ;
હામ વગર ભટકી મરે છે, કરીને મોંઢું શામ. ૫૮
સોવસા સરવે સમજે છે, પાપ ઢાંક્યું ક્યમ રેહ ;
સમજણ તન મન અને દીલથી, ખુલ્લિ જણાશે દેહ. ૫૯
અંધકાળમાં કીધેલાં, પાપ અજવાળું દે છે ;
છુપાં કરેલાં પાપ સદા, ઢાંક્યા તો નહિ રેહશે. ૬૦
પાર પડોશી જાત પ્રજાતી, નથી છેક કંઇ અંધા ;
બધા નથી કંઇ ઘુડ મૂઢ કે, સમજે તું મા ગંગા. ૬૧

કામ કુઢંગા કૂકરમીનાં, જાહેર પોળે પોળ;
ચોરે ચૌટે ચઢે વારતા, પ્રગટે બોલે બોલ. ૬૨
ચેન ચાળા પડે ઉઘાડા, છૂપાં રે' ક્યમ નેન?
પલકારે પામી જઇ પોતે, લોક લિયે સત્ત વ્હેમ. ૬૩
વ્હેમનિ વૃષ્ટિ આંખ રાખે, લોક ચકોર થઇ ચાલે;
છુપો તમાસો જોત જોતે, પછી પાપ પ્રગટાવે. ૬૪
ચાળા પરથી ચાલ જણાશે, થશે કૃત્ય ઉઘાડાં;
**કુદરતનો એ નીયમ** સાચો, હશે ગમેત્યમ જાચાં. ૬૫
સરળ સુંવાળો નેને વેણે, દેખે સીધું નાર;
સતવસા તે ભલી ખરી ને, પતિવ્રતા શ્રૃંગાર. ૬૬
નીચા નેન થકી નિરખે તે, વિકૃત માની લેય;
હૈડે જે તેને વસે, તેના દરસન **નેનો** દેય. ૬૭
**અપાર દર્શીક** હૈડું હોય, ત્રિપટ દુર પાતાળ;
**પારદર્શીક** નેન-નખરાં, ફુલવે નેસ કપાળ. ૬૮
બેટી ડોટી બેનડી મન, કર **કુદરત** નો ખ્યાલ;
**મરદ** થાને **સ્ત્રીની** ઉપર, સૌ કોનો ક્યમ **વ્હાલ?** ૬૯
"અજ્ઞાન નાર નાજુક છું તૂ, સહુ ચઢે તુજ વાઢ;"
"જો કે તું **જમ** જેવી હોય, તો પણ માને **રાંક.**" ૭૦
"પરઠે **ઈશ્વર** પોતે તુંને, કર્યો **દરજ્જો શ્રેષ્ટ;**"
"મમતા માયા મેલી કરે, સાદ્ય તને હમ્મેશ." ૭૧
બેટી ડોટી બેનડી તું, કર **કુદરત**નો ખ્યાલ;
લક્ષ પટ પાપો માફ કરે પણ, એક પાપે **ચંડાળ.** ૭૨
જુગતું જુઠું ચોરી સાધે, બીજાં બહુ બહુ પાપ;
**ક્ષમા** મળે માગે તેની, પણ નહીં **ક્ષમા કુચાલ.** ૭૩
કારણ કળતાં સ્હેજ માંહે, જોશો જીવંત સાર;
**સૃષ્ટી સરખી રાખીને,** આપ્યો **શ્રેષ્ટ વહેવાર.** ૭૪

પ્રાણીઓમાં છે ઉત્યમ તું, મરદ તણો **શ્રૃંગાર;**
તુંથી **જીવન** તુંથી ભોજન, **સુકાનિ** ઘર સંસાર; ૭૫
બેટી ડોટી બેનડી તું, કર **કુદરત**નો ખ્યાલ;
ભમેલ ભાયડો જો ભમે તો, માત્ર કહે **બેતાલ.** ૭૬
પણ સ્ત્રી **અસત્ય** નીવડેતો, શાસન સો ઘણું થાય;
**ઇશ્વર કોપે તન મન રૂઠે, છુપાં પાપ પ્રગટાય.** ૭૭
બેટી ડોટી બેનડી **તું**, ફરી ફરી જો ખૂજ;
સોળઘણી લજ્જા મેલી છે, એજ **કુદરત અંકુશ.** ૭૮
કેર થાય જો લોપે લજ્જા, રૂઠે કૃપાળુ **નાથ;**
શિક્ષા છેવટ ભોગવે, હિણિ હણાયે લક્ષ વાર. ૭૯
ભમેલ ભુંડી ભવકુટી, ફરી વિનવું તને એમ;
કરી જોજે વિચાર ખુબ, દરજ્જે ચઢતો કેમ? ૮૦
**મરદ માત્ર નોકર ચાકર** છે, સતવરા મજૂર;
રંક રાજા શેઠ સવાલી, ભાર ઝિલે છે પૂઠ. ૮૧
**તું ઘરરાણી** નૉમ **ધણિઆણી, સૃષ્ટી સરખી માત;**
રાજ સંસાર તુજ હાથમાં, તુંથી જગ વહેવાર. ૮૨
તું ઉધારે તું ઉછેરે, અતિ ત્હારો ઉપકાર;
જાગૃત જગ છે તું વડે, ભુંડી ખુવે ક્યમ ભાર? ૮૩

---

## બાળઆષિશ.

(ગરબી).

ચાલની ચાલની ચાલની રે, (એરાગ).

શાનતી શાનતી શાનતી રે, નિદ્રા દિયો દાતા તન શાનતી.
તન મન દેહને સંતોખી રાખી, બક્ષો **રૂસ્તમની** કાનતી રે.
નિદ્રા દિયો દાતા તન શાનતી, ૧

દીનનો દયાળુ મયાળુ કરીને, ભાગે **ખુદા** દુઃખ ભ્રાનતી રે.
નિંદ્રા દિયો દાતા તન શાનતી. ૨
અદલ ઇનસાફી **નોશેહર** જેવો, કિર્તી **નોહરોજ** પ્રકાશતી રે.
નિંદ્રા દિયો દાતા તન શાનતી. ૩
**જાલેજર** જેવો ભાયગવંતો, મેળવે સંસાર વિખ્યાતી રે.
નિંદ્રા દિયો દાતા તન શાનતી. ૪
અમરત તુંને પિલાવું પુરતું, ગાવું તુંને નેક નામથી રે,
નિંદ્રા દિયો દાતા તન શાનતી. ૫
**ફેરોહર** અશોની સાહ્યા માગી, આશિષ આપું દિલોજાનથી રે.
નિંદ્રા દિયો દાતા તન શાનતી. ૬
જ્ઞાની દાની ને ધરમી બનીને, લેજે દુવા ગામે ગામની રે.
નિંદ્રા દિયો દાતા તન શાનતી. ૭
**જરથોસ્ત** અશોનો ચેલો સુનંદો, ભણજે **ઝંદ** બહુ માનથી રે.
નિંદ્રા દિયો દાતા તન શાનતી. ૮

## ગોલ્ડસ્મિથનો વેષ ધારી.
## સ્વરૂપનો કુપટ ફેરફાર.

(ઝુલના છંદ.)

સંસ્કૃતી સંતાપના શ્રાપને તાપથી, બચિ જઇ સરસ્વતિ શીશ થાયો;
ધ્યાની સૂફ઼ાની એ વેદ પૂરાણમાં, જાલનો પુત્ર પૂરો પુંજાયો. ૧
વીશ પર પાંચની વય પુરી તો થતાં, થઇ ગયો જ્ઞાનિ શિક્ષક સ્યાનો;
માનિયું મન થકી તંન પોષી કરી, સુખ સંતોષમાં નહિં સમાયો. ૨
પાનની બીડીઓ ચાવી ચાળા કરે, મશ્કરીમાં મથી તર્ક ઠોકે;
લઘુ વડાં સહુ બહુ અજબ ઉરમાં થઇ, ટેહેલને તર્કનો મર્મ શોધે. ૩

(દોહરો.)

સુખ સાગરનો શોખતી, રૂસ્તમ જાલ સુજાન;
અક઼શમાત એવો કહ્યો? લાવે વિકૃત્ત હાન! ૪

( પણ ) છવીશ વયમાં વાધિઓ*, ત્યારે લાગ્યો તીર;
કામ દેવી ત્યાં જઇ ચઢી, દરદે દીધી ભીડ. ૫
રે બાણાવળિ† ક્યાં વળી, સુખ સાગરને થાંમ!
નાશ વિનાશી વેવલાં, વાળ્યાં ત્હેં ધમસાન. ૬
કુંવરી ત્હારાં સ્થાનમાં, અટકી કાં નહીં હો!!
માણકચોકની મોજમાં, કેમ મચી નહીં કો? ૭
નેન નાચણ્યા કીરણો, ઝંખવાયાં નહીં કેમ?
અહો!! કહી આભૂષણો, ચૂપ કરૂં મુજ વેણ. ૮
એ લલતાની‡ લ્હેકિમાં, લલચાયો લે લૂટ;
સુખ, સંતોષી, શાંન્તિને, તજી કીધાં 'હડ હુત'. ૯
માંગુ મોકલ્યું માનમાં, ધટતૂં છાજતું તેમ;
ભારે હલકી બનિ ઠણી, પરણી રિઝવી નેન. ૧૦

(ભુજંગી છંદ.)

છતું છેક તે છાકિને શું સુણાવું,
હતું હેતને પ્રિત ત્રિલોકિ કેરૂં;
લગન રાતનો હર્ષરસ શું રસીલો!
કૃશ્ન ગોપીના રાસ લીલા સરીખો. ૧૧
પડદો પાડીને ટુંકમાં એજ બોલું,
જેવું લેયલા મજનૂનનું તે સજોડું;
ભેટી દીધી તે લાગી તેને કફોડી,
જોકે પ્રેમની ભેટી સૌ પૂર્ણ જેવી. ૧૨

દોહરા.

પરણિત પંચક પાંચડાં, પળે પંખેરૂ થઇ,
ઉડી ગયાં પળ વારમાં, દુપટ દિવસ ઝટ લેઇ. ૧૩

---

* વધ્યો-થયો. † છેલછબીલી. ‡ લાડકી-સ્ત્રી.

ચોથો ને પછી પાંચમો, ગયો ગજાવી પ્રેમ;
છઠો માસ મહિમા વધ્યો, **સુખ** માયા સજી નેમ. ૧૪
ઉડતાલિસ અઠવાડીઆં, ગયા પછીની રહેલ;
કૂંવરી મંટોડી તણી, નહિ **દેવી**ના નેન. ૧૫
ફુલેલ, ગુલેલ ધાલીને, ચોળે અંબર અંગ;
જરી કસબને ઝીકનો, પેહેરે 'પોલકો' તંગ. ૧૬
'લેસ, લાકીટ' ને લુલકો, લટકાવી છલકાય;
અપ્સરાથી અદકી સુંદરી, રંગ ફૂલે સોભાય. ૧૭
ઢોંગ સોંગ પર ધૂળ દઇ, ખરો બળાપો કહું;
ચ્હેરાની ખુબ સૂર્તીએ, ભખ્ખી મતી બહુ બહુ. ૧૮
સમજ શિક્ષણ સૌ સાડીની, સોડ સટકે સમાય;
અક્કલમાં હાજર જવાબ, સ્હેજે તડકડી થાય. ૧૯
તાઢી મીથી જો બને, માનીતી રંક રાય;
મિજાજ જતાંજ સેજમાં, જાત તેહની જણાય. ૨૦

(ચોપાઇ છંદ.)

ઉંચી કલ્લી નીચાં નેન, ખાંધે ઝુલે પંખા ફેણ;
જ્યાં જુવો ત્યાં 'ફેશન' નવી, ખાંધ ખુલ્લી ને ડોક તરી. ૨૧
બેશી પાટે ખાતી હોય, પ્રેમી પલંગે પોઢી તોય;
પાટા પ્હોળા માથે પટી, તાણી બાંધે ગોજી ઘણી. ૨૨
કેશ તણા 'પફ' ફુલ કરે, સ્હેંતો હટાવી આડો ધરે;
સુંદર છતે તું કેમ મથે? ઘર મિત્રાણી મૂર્ખ બને!! ૨૩
છાની શીખો આપો ઘણી, શૂં વળે વાળિ વળી!!
અજબ લાગે છે એઘણું, ભાવી છતે કેવું ઘેલું? ૨૪
રાત્રે ફેફર* દીવશે દોડ, ધક્કા મુક્કી વાળી સોડ;
લાડ લડે બાળક ના સહી, માણુક્ક મનાવે ઢેપું દઇ. ૨૫

---

* ફેફર—આકળો મીજાજ.

નેન ચઢાવી ચેન ઘણાં, તાલ તડાકા તૂતી તણાં;
સટક લટકની હોંસ ઘણી, ગોપી ગણાવા તત્પર બની. ૨૬
બેશી બોલાવે ઇત્તર જાન, ભેગા કરે ભોગી બેભાન;
પટેલ ટળાટી શેઠ કરણ, ભજે ભામીને વશી કરણ. ૨૭

(દોહરો).

ઝિભડી, દાંતે દાબીને, રૂસ્તમ લેતો શ્વાસ;
હાય, હવામાં ફુંકીને, બની બેશે નિરાસ. ૨૮
વખત વહે વઢવાડમાં, રીસ ગુસ્સાના વેણ;
સામ સામી બોલી બકે, નહીં કે'વાના કે'ન. ૨૯
જેમ જણાતી જૂલમિની, દીવશ જતે બહુ ખોડ;
તેમ રૂસ્તમના નેનમાં, દેખાતી **કફોડ.** ૩૦
નાખ નસ્કોરાં દેખતો, વળ દીધેલા હોઠ;
કેહતો કલ્પના કલ્પીને, ખરી **વંત્રી**ની જોડ. ૩૧
"ખુદા જાણે એ શું થયું!" સમજ પડે નહીં સ્હેજ!!
મુખ આકૃતિ આકળી, રિંછડી તેને કેહજ ૩૨
છેલ છબીલા છાલકા, છકવી ચઢવે છાજ;
પણ **રૂસ** દ્રષ્ટિએ દેખતાં, દેખાતિ પિશાચ. ૩૩
જેમ ગુંચેલા ગાંઠમાં, નવી ગાંઠ ગુંચાય;
તેમ રોજ તકરારમાં, જન્મ-પીડા દેખાય. ૩૪
(હવે) ભયભિત દર્દ આવીને, લીધાં કુંવરી સોડ;
કમળ ચેહેરો ચુંથીને, ખાડ ખણ્યા અઘોર. ૩૫
ચંદ્રસમા ચેહરા પરે, ચુંથી ચાંદાં દીધ;
ધાભાં ને ચાઠાં થકી, બેડોળ મોઢું કીધ. ૩૬
(પછી) ચલકત આંખે આણવા, કરયા પ્રયત્નો બહુ;
ઘાવ ગાબડાં પૂરવા, **પુરે લેપ** બહુ બહુ. ૩૭

આરસિ થઇ અળખામણી દેખિ ભડકે આંખ;
એવું ભયંકર ચેહરાનુ, ચિત્ર ચીતરયું ભયઁકાર. ૩૮
કોપ વળ્યો **માતા** તણો, ત્રાસિક શિતલા એજ;
જોબન તેને ચુંથીયું, કીધું રૂપ કરૂપૂં છેક. ૩૯
(હવે) **લાલજી શામજી** ગામના, કસ્બાના પીતરાઇ;
પડતી કીધી કુંવરીને, અળખામણી દેખાઇ. ૪૦
વળી પટેલ ટળાટી શેઠ, સૌ છોડીને જાય;
મોકલું કરી મેદાન ને, વગે સગે સૌ થાય.
'હાથે કિધાં ઉર વાગિયાં,' કેહતી સાચી થઇ;
થઇ વખૂટી બાપડી, ભયભીત બની એ બઇ. ૪૧
(આખર) લીધો રૂસ્તમ સોડમાં, કીધો હૈડાં-હાર;
મન મનાવી તેહનું, દીધા અતિશય લાડ. ૪૨
(હવે) ચક્તિ બની જોવા પડયો, હૈડે દાબી હાથ;
"શું સુંદરી શું ફુટડી, લાગે સ્વર્ગીત જાત!!" ૪૩
નીતિ તણા લેપો વડે, નમ્ર વદે તે વેણ;
ઠાઠ માઠ જુઠા તણી, તજી તરકડી નેન; ૪૪
ભુલી ભાન અભિમાન તજી, સ્વભાવ પ્રેમી કીધ;
શાંત્ત પણે પાળે બહુ, ફરજ ઇશ્વરે દીધ. ૪૫
બનાવ છેવટ એ બન્યો, **રૂસ્તે** માની લીધ;
"સુંદર મ્હારી **સ્ત્રી** સમી, **નહીં ખોદાયે દીધ."** ૪૬

## તર્કશાસ્ત્રિને તમાચો.

(ગોલ્ડ-સ્મિથનો વેષધારિ).

**(રામગ્રી).**

માને જ્ઞાની માનવને જે, ડા'પણમાં દીપાવે;
તર્કશક્તિનું તાજ દઇને, સમજણ મય લેખાવે.

**એરિસ્ટોટલ** ભલે લવે છે, **સ્મિગલેશ્યસ** સમ જ્ઞાની ;
ઢગ સિદ્ધાંત ગણી દેખાડે, પણ લઉ હું નહિ માની.
શાસ્ત્રી શ્રીના ગુણાકારને, ભાવ્ય ભાંજણી ભારે ;
વિશેષ બુદ્ધિનાં દૃષ્ટાંન્તો, લખલુટ લખિ સંભળાવે.
સુઝે તેવુ છો એ લવતા, રજ માત્ર હું નવ માનું ;
શાસ્ત્ર સિદ્ધાંતો બધા વગોવી, કહું વચન બહુ સ્યાણું.
માનવ તેના મારગ છે જો, દુર્બળ તેમ નિશક્ત ;
એહ વૃથા અભિમાન કેરૂં, પુતળું ગર્વ અશક્ત.
એ નામી છે જે કુદરતનો, તે ઢીલો ફુલ્લણજી ;
ભૂલ ચુકનો છેજ નમૂનો, સત્ય માનિ લેજોજી.

(દોહરો).

જ્ઞાન પહેલાં પ્રેરણા, મુખડે રે' છે રોજ ;
જ્ઞાન જગ્યે અભિમાન છે, ફોગટ કરવી ખોજ.
નથી તમે શું દેખતા, પશૂ પ્રમાણિક ઢોર ;
જે પોતાના અંત્તિને, નિકળે કરવા ઠોર ! !
જુક્તિ જૂઠ-ખુશામદો, કરી ઠગે સગ સોઇ ;
માર-ફાડ-ફીસાદના, જઇ દરબારે રોઇ.
છેતરતા કદિ દેખિયા, ઉપલગ માનો આપિ ;
ચઢવે તેને ઠેઠ ઠગિ, ઉંચ જમરૂખી માપિ.
જ્યાં રળિઆમણુ-રાન ત્યાં, ભટકે નિરઅંકૂશ ;
રાજનીતિના નાચની, કરે ન માથાકૂટ.
ચરે ફરે તે મોજમાં, રમત ગમતને દોડ ;
કુણ આવ્યું જાણે નહીં, કોણ ગયું તે **કોર્ટ.**
સભા નામ સમજે નહીં, નહિ દરબારે જાય ;
મનાવે કૂડા વેરિને, **જાનિ મિત્ર તું થાય.**

નમન પુજાનું નામ નાહિ, છો ને શોભારામ[1];
હશે સુખે કે લખપતી, નહિ વિનવે જેરામ.[2]
નીચાં નિંદિત કામમાં, નહિ નાંખે તે હાથ;
લખે નહીં લાલા[3]થકી, રવે નહીં કો જાગ.
ઢોર પશુમાં દેખો નહીં, કાજી ગાજી ચોર;
ન્યાય મંત્રિ કાકા-કવી, હોયન કોઇ ઢોર.
નાચ સુશિક્ષિત ના મળે, નહીં સારંગી શૂર;
નથી વીર કો ઢેણુમાં, દોરે ઢેણુ પૂર.
ભળે નહીં રણ ભૂમિમાં, જર લેવા લે જીવ;
માટે સૌ માની લિયો, ઢોર પ્રમાણિક જીવ.
વડો પનોતો વાંદરો, મળતો માનવ જાત;
નકળી ચાળા તે કરે, પશુમાં તે પ્રખ્યાત.
સૌંગ સ્વરૂપને ઢોંગમાં, માનવનો તે જેષ્ટ;
વળી ઇર્ષા માનવ પડે, વ્યાપે તનમાં ઠેઠ.
મ્હારાજાનો માનકરિ, ફુરતાજી પણ ઠેક;
કપટ કીના કૂભાંડમાં, ચઢે કપીથી છેક.
તે ભણી દ્રષ્ટી દઇ જુઓ, શું મૂલાયમ જાત!!!
ચરબી જેવો ચોપરો, જ્યારે મંત્રી સાથ.
પલટાવી પાછો જુઓ, એજ નમાનો નર;
ગાદી પર ગગડાવતાં, ધરે હુકો નોકર.
રડતાંને સધીઆર દે, જાણે રાજધિરાજ !!!
માગ્યું દેવા તૈયાર તે, બનિ પોતે સરતાજ.
ખાસજ દાસ ખવાસને, નોકર ચાકર દૂત;
નકલ કરે રિતભાતની, શેઠ તણી અણિશુદ્ધ.

---

૧. પૈસાવાળો—લાગવગવાળો. ૨. શુરોલડવૈયો. ૩. અજ્ઞાન છતાં જ્ઞાનિમાં ખપાવવા બીજાનું લખેલું પોતાનાં ભાષણ તરીકે વાંચનારાં લાલજી.

દુત કાસદને દાસની, રીત ભજે ઉમરાવ;
છોટ મ્હોટનો, મ્હેલમાં, સહુ વાંદર દેખાવ.

---

## ગાંડા કુતરાનો રાજીઓ.

(ગોલ્ડસ્મિથનો વેષધારી)

(દોહરો).

વિવિધ પ્રકારનાં રૂડલાં, લોક ધરોની કાન;
અજબ સરખિ છે ઠોડકી, ટુંકી કવિતા જાણ. ૧

નહિ રોકે નહિ વખત લે, નહિ ટાયલુ કે ટે'લ;
ન્હાની સરખી વારતા, જયાં સંકોચી સ્હેલ. ૨

પૂનમના પ્રતિબિંબ સમ, પુરૂષ એક સુજાણ;
**મંગળ** સુંદર ગામ એ, રે'તો નેકજ નામ. ૩

દરસન કરવા મંદિરે, નિકળે તે જે વાર;
લેતા લોકો માનીને, કહિ **વિષ્ણુ** અવતાર. ૪

માયા મમતા મોહિની, હૈડે વસે હમેશ;
હશે શત્રુ કે મિત્ર તે, નહિ તેને મન ક્લેશ. ૫

ધોતી પ્હેર્યા પ્હેલ તે, ઢાંકે પરકાં અંગ;
વસ્ત્ર આપિને રીઝવે, પાળે પૂર પ્રસંગ. ૬

મિશ્ર ગુરજી-ગુપ્ત કૂતરાં, ગામ ગભાણે હોય;
તેમજ સુંદર ગામમાં, કૂતરો રે'તો કોય. ૭

પ્હેલ પ્રથમ તો પ્રીતિ હતી, બેઉ વચ્ચે બહુ બ્હાલ;
મતલબ સાધી રીસમાં, કરડયો વિષ્ણુ લાલ. ૮

આસપાસથી આવીયાં, પાડોશી સહુ ધાઇ;
અજબ બનીને બોલિયાં, મતિ **શ્વાને શું** ખોઇ; ૯

જઇન નેનથી ઝાંખતાં, જખમ જણાયો જોર;
છાતી ઠોકી સત્ય કર્યું, હરખ-કૂતરથી મોત. ૧૦

અંત્યે આશ્ચર્ય ઉપજ્યું, લોક વાક્ય સહુ જૂઠ ;
મરતો વિષ્ણુ સજ થયો, મુવો ત્યારે તો કુત !!! ૧૬

## પ્રીન્સ અને પ્રીન્સેસની પધરામણી.

**પ્રીન્સ અને પ્રીન્સેસ ઓફ વેલ્સ મુમબાઇ પધાર્યાં તે દિવસના વર્ત્તમાન પત્રમાં પ્રગટ કરેલી હતી.**

**(લલિતની ઢબ).**

મહાન **માત**નો, શ્રેષ્ટ પુત તું,
ભલે જોવું બને, ચંદ્ર મુખડું ;
પનોતા પુતનું, તું પુંજ્ય બાળકું,
**સ્વર્ગ-વિજીઆ** ના, પવિત્ર ગૌત્રનું. ૧
ભલે પધારે તું, આષીસ લાવશે,
સ્થાન **ઇંદ**ને, અચુક ભાવશે ;
દેશ **ઇંદ** ને, તું નીભાવીને,
**જશ** લેજે ઘણો, ખોળે બેશાડીને. ૨
ભલે પધારીને, સંતોષ આપીઓ,
**ભરત**ખંડને, તમે શોભાવીઓ ;
**પનોતા પાય**ની, છાપ છાપીને,
ગુલ ફુલના, સગન માનીને. ૩
મણી **મે માત**ને, લાવીને કરયા,
પુન્યષાળી હો, આભાર બહુ થયા ;
પધારો પ્રેમથી, **ઇંદ** ને સમાન,
**જાનશીશાની** ની ગુંથી ઘાલું માળ. ૪
પાવન કરયા પગે, દેશ ભાગ્યવન ;
લીધો જનમ ભલે, **ભરત** સિંહાસન ;
દશરથ રાજના, રાજ તાજ નો ;
ભોગી ભલે થજે, **ઇંદ તખ્ત** નો. ૫

સાથ સર્વ હમ, સુભાગ્ય તો ખરાં,
નથી કશી પીડા, નહીં રાજમા મણાં,
ધરમ કરમમા, નથી કશો ભરમ ;
નથી રાખ્યો કશી, જાત નો ભરમ. ૬

છોટ મોટ નો, નહીં લેશ દ્વેષ ભેદ,
સરવ સાથનો, થાય ન્યાય એક ;
જ્ઞાન દાનનું, પ્રશંસ પારણું ;
શ્રોતા વક્તા ને, હોએ ભાવતું. ૭

આપ્યાં મુક્ત-ફળ, માન પાન પુર,
શુર, પુરાંણીને, દાન ધાન નુર ;
ભુખો સુવે નહીં, ભીખારી કે ભુવો ;
હશે અબળ કે, બે-વારશી પુરો. ૮

નીશ્ચીંત ઉંઘીએ, ઉઘાડ બારણે ;
ફરીએ રાત દીન, કામ કારણે ;
નથી ચંડાળ કે, ચોરની ગજા ;
ધજા તું ભોજની, પુર સ્વતંત્રતા. ૯

આપીસ **શીવ**ની, તું **રાજ** પર સદા ;
છીએ હમે હમેશ, તું **તાજ** પર ફીદા ;
**વીદાગીરી** લીઓ, શુભ **સાથ** ની ;
થજો **દુઆ આમીન**! **તેત્રીશ** ક્રોડની. ૧૦

(દોહરા).

શક્તી **માં** નો હાથ છે,
લહે રક્ષણ સંભાળ ;
વિર વઇતાળ સહાય થઇ,
જોડે સુત પ્રતિપાળ. ૧

રાજટોળીની આ સફર,
કરે નિશ્ચિત નિદાન;
સ્તુતી **હુમારી** એજકે,
સુસંગ ફરે સુખ ધામ. ૨

## પારસી અને રોજમાહ અથવા નોરોજની સલામતી.

(રાગ-રામગ્રી).

મહિના એકની ઉંઘમાંથી, ઉઠે **રશ્મી** હર હર્ષ;
ત્રીસ દીલસે પાછા પલટી, કરે **કદ્દમિ** નો સ્પર્શ. ૧
પાખ દીવસ **અહુરમઝદ** નો, લાંયે છ **કદ્દમી** પાસ;
ભાઇ ચારો ચાલુ રાખી, રોજ ભણે, નહિ માહ. ૨
પણ દરવરસે એવી આંટી, ગુંચવો ક્યમ એ ભ્રાત!!
પલકે,જૂદા પલકે ભેગા, ઠીક થતી નથિ વાત. ૩
જામ ક્યાની **શરાબ** ની, માગુ દુઆ દીલ હેત;
વર્ષો જીવન પ્રાપ્તિનાં, બક્ષે **અહુરમઝદ** એક. ૪
જરથોસ્તી ના સૂત-પૂતને, દઇએ આશિરવાદ;
બેટા બેટી સદા દિપાવે, કરે **દીન** આબાદ. ૫
તન પ્રાપ્તિ પરિવારની, સંપ **સૂખ**ઉજાણી;
ન્યાયગાનોની નેક દુઆથી, વધો આબાદાની. ૬
જામ ઉઠાવો હેતે પીઓ, નેક હમ દિન-હમ જાત;
**જરથોસ્ત** નાં છે બન્ને ટોળાં, લેવો હાથમાં હાથ. ૭
તન-મન-ધન સહુ ભેળીને, સગન આપો મરદાની;
**દીન** એક **દિલ** એક કરવા, કસો **કમર** કદરદાની. ૮
ખરો રોજ માહ ખોળિને, નક્કિ કહે સન-સાલ;
**ન્હોરોજ** દીવસ **ન્હોરોજ** ને, દિને પાળો તહેવાર. ૯

ભળતા દિવસની ગણુત્રિમાં, ગુંચ આવે છે રોજ;
ભણ્યું ગણ્યું નહિ રવા રહે, રોજ બાઝે છે શોક. ૧૦
ઉઠો ઉમંગથી હો **હમજાતી**, એ **દાવર દસ્તૂર**!!
**મોબેદો,** તમે કમ્મર કસો, ને કરો બેધીન અનૂકૂળ. ૧૧
એક વખતે બાઇ બાવરાં, સમજાવો સહુ સાથ;
સમજાવેથી સમજી લેશે, વળશે આપો આપ. ૧૨
ગણુત્રિ શ્યાના **કામાની**, ધરો **ખુરશેદ** નો હાથ;
રોશન દીવો **રૂસ્તમ** નો, ચિરાગ ધરે તમ પાસ. ૧૩
**કદમી રશ્મી** એકજ છે, છે એકત્ર ખુદ **ખુદા**
વસંતના મહિમા થકી, દેખો કુદરત **યઝદાં**. ૧૪
શ્રૃષ્ટી સારીમાં પરવરે, નવો આફતાબી દીન;
નવા વરસના ફુલ ફળાદી, જીવ જગવે નિશ્ચિત. ૧૫
દુષ્ટ વખત હવે વહિ ગયો, હતો ઍક ભુંડો કાલ;
કાળચક્ર ને કાળે દહાડે, થયા દેશનિકાલ. ૧૬
રાજ મળ્યુ **મિનોચેહર** નું, **જમશેદ** જેવોઁ પ્રતિપાળ;
**ફ્રેવષ** વિજયનો સૂત-પૂત, રાજપતી દિનદાર. ૧૭
સદા તાજ તેનુ તપે, જીવો ઘણું અન્નદાત;
**આમિન હોજો !!** દુઆ ઘણી, દીએ ઘણા દિલદાર. ૧૮
ધરમ કરમ સહુ સાથનો, લેશ મરમ નહિ હોય;
ગમે **સ્વયંવર** વરજીને, વર લે ગમતો જોય. ૧૯
રાજ્ય-સ્વરાજ્ય નો લ્હાવો લઇ, બાંધો ધર્મની ઢાલ;
બાંધો બરછી **નીતિ** ની, કતલ કરો ભુલ ભાલ. ૨૦
ગયલી તક ઝટ આવે નહિ, પાછળ આવે કામ;
ફોક શોક ફોકટ જશે, લિયો લ્હાવો નેકનામ. ૨૧
જામ લેવો ધરમદાનની, દીલે રાખી દાઝ;
ચાલુ સાલે સફળ કરો, **ખુરશેદ** ગણુત્રિ આબાદ. ૨૨

(દોહરો).

દીલ રૂચીને મનરૂચી, કેમ કરીજ દબાય;
સુક્ષમિ ફરતાં લોહિમાં, કૈં લાખ વર્ષ વહિજાય. ૨૩
દેશ વેશમાં ફેર પણ, લોહીં ધરમતો તેજ;
ખરિ **મગરૂરી** એજ છે, યાદ કરો **હુમદેશ.** ૨૪
પડયો ફરક ઢંગ સંગમાં, ધ્યાન ધરમમાં સ્હેજ;
નીતિ રીત ડોળવાય છે, (કરો) ક્યાંની રીત આમેજ. ૨૫

## સૃષ્ટીપ્રપંચ

(લલિત છંદ.)

સુચિ તું સોડમાં, લેની હો ખુદા!
જગત જૂઠની, ઝાઝી આપદા;
જીવ દુખે બહુ, ધ્રૂજી ધામથી,
અભય માત્ર હું, તુંજ નામથી. ૧
ચખથી સૃષ્ટિ આ, કૈં જુદી દીસે!
વટ વિચિત્ર ને, અંધ્રતા હિસે;
સધન તસ્કરો, દાબી મારીને,
દુષિત તે કરે, છે સતાવીને. ૨
ચલિત પૃથ્વિના, છેળ ભેળમાં,
હરિ ફરી ઉડે, ચુડેલ સ્હેલમાં;
શુભ અશુભની, તૂલના કશી,
ગતી સ યુગની, સ્વપ્નથી ખશી. ૩

# સલામ સાથે ઈશારો.

## (બહાર લાપિકા દોહરો).

### સલા.

જીવ ને અગ્ની જળ તણો, **અ**તી ઘણો આધાર;
હાંફ શ્વાસ ને દેહનો, **ર**વી છે જીવનગાર ૧
ગીર દસ્તીમાં સહુ પડે, **દે**હ દરદ અનિવાર;
**શાહ** અને સરતાજ ને, **સર** છે શશિ સંસાર. ૨

**તાલે** વન ને ત્રિય ગુણી,
**યાર** વિના યજમાન;
**ખા** સ દાંડ ખોટા ઘણા,
**ન** હીં સૃષ્ટીનું ભાન; ૩

**સલામ** માન સ્વિકારશો, **દૂઆ** નેક અનેક;
પાખ ખુદા દેજો ઘણી, આશિષ બહુ વિવેક. ૪

---

## (પારસી-ગુજરાતી.)

### ગરીબી.

**ગની*** તું **ગરીબની**, શું સમજે **ગમી**
શું જાણે જફાઓ, શું દુખની ગતી!!
ભુખ્યાંના ભુખની, બળતી છે આંચ;
ટવળતાં બચ્ચાંની, કોને તે દાઝ?
પશૂ જેવાં પોટ્ટાં, કબુતર નિરદોષ!!
જઇફ માબાપો, ને વર વહુની જોડ;
તફડે તે તરસ્યાં, ને નાગાં બે માલ!
કર-રહીત હવા લઇ, જીવે બેહાલ.
જફા તું **ગરીબની**, શું સમજે ગની?
શું જાણે સંતાપો, શું દર્દની ડટ્ટી!
લાંઘાં ને નાગાં, ની હોય શી ખબર?
**કર** વાળી વસ્તૂ, ની કાળી અસર!
**કર** તેને કારી, પણ હલકો છે ફૂલ;
પણ ભારે છે બોજો, ગરીબો પર ફૂલ!
**કર** કર્તાં ડર તહારા, ભાવનો છે બહુ!
**કણીઆ** ની કાતર, કાઢે છે લહુ!!
**બારાં†** ને **કર** નું, તો બહાનુ ધરે;
ખરેખર તે બહાને, પેટ પોહળું ભરે!
**મ્હેવલા** ને મોદી, ની મસલત તો એક;
બહાનુ બતાવી, તોડે મ્હેવલા નો ટેક.

* પૈસાદાર.

દુખ્યાં દુકાળી, ભુખ્યાં બેભાન!
**મોદીનું** માની; દે એવડું તે દામ;
**મ્હેવલો** જો દૂઝે, તો **મોદી** ખિજે!
ન્હાસે જો *મેઘો, તો **મોદી** હસે!! ૬

પરપંચી પૃથ્વિનો, પચરંગી પ્રકાર!
આશ માની દોરનો, દોરંગી દેખાવ;
ભરતી માં ભરણું; ને ઓટે છે ખોટ!
પણ કીચડ તો રે'શે, જ્યાં પાણી નું જોર!! ૭

તું **રાતો** ને **માતો**, તું ખાતો પીતો;
તું પ્હેરે ઓઢેને; બેશ ગાતો ગીતો;
રૂદન ત્હારા રદયમાં; કરે શું અસર!
તકસીર નહીં ત્હારી; **ગની** બે ફીકર!! ૮

કસુર ત્હારી એ છે, કેં નીચોવે ઘણું;
હિસ્સા ને ભાગમાં; લે લાખો તણું!
વ્હેપાર ને ધંધા, માં ધાબરી લીયે;
કરાંમત ની કળ ખોલી, ખુંચી લીયે. ૯

તું **રાતો** ને **માતો**, વસીલે હરીફ;
નસીબે જોરાવર, થઇ નીચવે ગરીબ!
તકસીર શું ત્હારી, આ માલે તુજાક!
**રોગી** નાં દર્દ નો, ખમે **રોગી દુખાવ**!! ૧૦

**આરોગી** પૈસાનો, **ધનરોગી** નુ દુઃખ;
સમજે શું કષ્ટી, શું લાંઘાં ની ભુખ!
ભુખાની ભુખનો, કરે ભૂખો સત તોલ;
સુકાળી ની ગણત્રી માં, દુકાળી "ક્યા મોલ"? ૧૧

---

* વરસાદ.

નાગાંની તાઢનો, તુંને તે શું ખ્યાલ ;
ઉનની તું હુંફ્ લે, ત્હારી પીઠે છે શ્યાલ !
નાગાની નાડ નો, રેહ વૈદને વિચાર ;
ધનવંત શું જાણે, ઠંડીનો ત્રાસ. ૧૨

તું **રાતો** ને **માતો,** ઓ શાહ-ઇ-શરીફ્ !
દાઝો દયા દઇ, સંતોખો ગરીબ ;
વીણેલું ચુંટેલું, સૌ ભેગું કરી,
ભાગ આપી થા તું, ગરીબનો શરીક ! ૧૩

જાવદાન નથી આ, દુનિઆ દોરંગ !
જવું છે મુકીને, પલકમાં પવન ! !
ન્હોતાં ને ઉતાં, પલ્કે થશો ;
હવાને આકારે, જઇ **માલક** મળશો !!! ૧૪

**દયા દાન,** ની પોઠી, પીઠે ધરો ;
સાચો છે દોસ્ત તે, જાય આગળ વળ્યો !
ઓળખ ત્હારી આપી, રોશન કરે ;
જીહાંન જાવે દાનમાં, બેહસ્ત **તે** બક્ષે ! ! ૧૫

ન **કાજી** કે પાજી, કે **ગાજી** ગંવાર ;
**દાદાર** ની દરગેહ, ન કોઇની તમાંહ !
તગાદી ફીશાદી, દીમાગી ન થા ;
નાચાર ને નાંતવાં, નો દોસ્ત છે **ખુદા.** ૧૬

ખ્યાલ કર દીમાગી, ખ્યાલ કર ઓ યાર !
કે ચઢતી ને પડતી, ના ચક્કર હજાર ;
ભરતી ને ઓટનો, ધ્યાન ધર નિયમ ;
જમા ખર્ચ **ખુદા** નો, છે ભારે મરમ. ૧૭

ઓ દસ્તુર ઓ દાવર, મૂઝાવર ગની ;
ઘડીભર ની ભરતી, માં રેહજે નમી !
પડતી ની **નાવો**, બી રેહ છે તઇયાર ;
**કુદરત** ના ભેદનો, તું ભુલતો ના સાર !!! ૧૮

## બંદગી.

નમી ને **નમું** છું, નમું **એક** ખુદા,
નમું **અશો** જરતોસ્તને, વફા રહી **સદા ;**
તન રાખું સાફ હું, **મનસની** ભણી ;
**ગવસની, કુનસની,** ની માંગું મતી. ૧
**પેગમબર** અનેકને, આપું છું માન ;
જાહેર કરયાં જેહને, કુદરતના કલામ ;
મનાવે, ભણાવે, જણાવે જે **એક ;**
તે માણુસ ના રૂપ માં, ફરેશતો છે નેક. ૨
લે દાખલો ચીરાગનો, જે જાતે બળે ;
પણ દે રોશની ખલ્કને, ખુદ જલતો રહે !
પેગમબર અશોએ, તન ને તસ્દી દઇ ;
આલમ ના દર્દો, દુઃખ જાતે સહી. ૩
તેથી માનો પેગમબર, અનેક ને અશો,
તન બાળી ખુદનું, દીને દીવો કરયો ;
હોશમંદ કીધી, ખલક પરેજગાર,
બત્તી પેરે બળતા રહી, આપી રોશની કીરતાર. ૪
ધરતી ની હસ્તી થી, આજની ઘડી ;
લખાઇ હશે લાખો, કરોડો કવિત !
ગાયન ને ગીતનો, કાંહ હોય શુમાર !
કીરતી કરામત, લખવે આવે ન પાર. ૫

તારાની ગણુત્રી, ને જીવજંત હીસાબ ;
કાઢી શકે કોણ, લે લાખો અવતાર ;
છતે છૈયાં લખવા, તતપર બને ;
જીજ્ઞાસા ને મમતા, ની હદ નહીં મળે. ૬

લખ્ખોની બંદગી, એબાદત હજાર ;
સદીઓથી લોકે, કરી અખતી આર ! !
તેને કહીએ કેમ કુડું, સૌ સૌ નો ધરમ ?
હોશે **માલીક** નો, તેમાં મ્હોટો ભરમ ! ! ૭

શાહી નો સરોવર, કલમ ખાલી કરે ;
બ્યાન કુદરત તાહરૂં, કેમ થઇ શકે ?
બાહોશ લહીઆ ઓ, ને હોશમંદ દુરંદ*
એશે સૌ થાકી, નહીં સમજે મરમ. ૮

નમુ ત્હારૂં નામ લઇ, પાખ પરવરદીગાર ;
બક્ષીસ કર અક્કલની, ખજાનો અપાર ;
બંદગીના ખ્યાલમાં, સદા રાખ સજાગ ;
શું ગોળા ને ગુંમબજ, બનાવ્યા અથાગ ! ! ૯

શું તારા શીતારા, શું મહાતાબ ખુરશેદ ;
શું મંદીને તેજી, પલવારમાં કરેછ ! !
ખુશાલી ઘડીમાં, ગમથી ખાલી ન કોય,
મગરૂર રંજીદે, વ,ગરૂરો બી રોય. ૧૦

ગની બી તું કરે, કરે ઘડીમાં ફકીર ;
ફકીરો ને બક્ષે, તું તખ્ત તાજગી ;
કરે સાજાં ને માંદાં, ને સાજાં બીમાર ;
અજબ ત્હારી કુદરત, શું કરવો વીચાર ! ! ૧૧

---

* દુર અંદેશી.

શરીક કર ઓ સાહેબ, નબીનો શરીક ;
બદી ને બુરઇથી, દુર રાખ હરીફ ;
હેમ્મક ને ઉલ્લુ થી, દુર કર દાતાર ;
સુજાતો ની સંઘમાં, મ્હને તું બેસાડ. ૧૨
ચોરો ને ચાડયા, થી, દુર કર ખુદા ;
જુલ્મી ને જૂઠાં થી, રાખ દુર સદા ;
માયા ને મ્હેરમાં, નીવાજે દાતાર ;
ઘાટકી ને ખાટકી, ની છાંવ ન બતાવ. ૧૩
આ નાદાન છે દેહ, તેને દાના બનાવ ;
દયાને મયાની, દીલે ન્હેરો ચલાવ ;
સખાવતે હાતમ, કરો હૈડે નરમ ;
જાત પર જાતનો, નહી રાખું ભરમ. ૧૪
ખામોશી ની ખાસ્યત, બખસજે ખુદા !
રેહમ ના ઝરાને, વે'તા રાખો સદા ;
વેરભાવ અદાવત, ને ક્રોધી મતી ;
નો, કરજે તું નાશ, ઓ જગના પતી ! ૧૫
આ લાલચની દેહને, દરૂસ્તી દઇ,
સુધારો મગજની, અશાંતી લઇ ;
બક્ષેસની કીમ્મત, કશોતી કરાવ,
તન પાપી ને આપો, મન-મુક્તી નો ભાવ. ૧૬
હો નેકી ના સાગર, દયા ના દરીઆવ ;
તું હેતી હેતે શ્રિ, નીવાજશ વરસાવ !!
તન તો છે ગાફેલ, પણ રૂહ તો છે નેક ;
રૂહ ના ફરમાનમાં, રાખજે અનેક. ૧૭
તન સદા ખાકી, ( પણ ) રૂહ ત્હારૂં છે નૂર ;
રૂહ ના ફરમાન માં,રાખ તું મશગુલ ;

તનથી થાય પાપો, તે તન ભોગવી પડે ;
પણ પાખ રૂહ આખેરશ, **તું એક** માં મળે. ૧૮
તન કરે પાપો, તે મન કરે મના ;
કુદરત ત્હારા ખેલમાં, શું રહી મણાં ?
**તું** શાહેબ નાં તનનો, રૂહ છે તનખાહ ;
તન છોડી જાશે, **તું** શાહેબ-દરગાહ. ૧૯
રૂહ તનનો *બાશીંદ, સમજે તન નો મરમ ;
છેવટ તન ને ફેંકી, જશે **ત્હારે** શરન ;
**ત્હારાં** તેજ તખ્તની પાસે, તે ઉભું રહી ;
કેહશે હકીકત, અત્તથી ઇતી સુધી. ૨૦
કસોટી પર સોનું, કશી જુવે સોનાર ;
કશી જોશે ત્હારાં, કામ એ શમાર ;
બેહેસ્ત ને દોજખ, નજર સામે મુકે,
એ માંથી એક તુને, બદલો દીએ. ૨૧
હો ! **નેક !** હો ! **એક તું,** સૌ બાપોના **બાપ ;**
બક્ષો ની માફી, ને કાપોની પાપ ;
હો ! દાતા દયાળુ, પાખ **પરવર દીગાર ;**
મન ના કલાંમો, તન પાસે કરાવ. ૨૨

---

* રહેવાશી.

# સ્ત્રી-વર્ગની કીર્ત્તિમાં, વિજળીબાના નામનો રાજીયો.

## (ગોલ્ડસ્મિથનો ગુજરાતી વેષધારી).

(રાગ-મરશિયો).

ઓય ! હાય રે ! કુટો લોકો સહુ શીયાણા.—ટેક.

મુકો પોકો નામે વિજળીબાના ;
ધરો શોક અહો ! ! હો ! ! નમાના—જી ઓય ! !
ઓય રે ! કુટો લોકો. ૧

ચંચળ વિજળી હતી સતિ શ્યાણી ;
જાતે ભોળી ભલીને નિરમાની—જી ઓય !
હાય રે ! કુટો લોકો. ૨

તારિફ ગાતાં જે ઠોકી નગારાં ;
તેનું લેતાં ન માન એ શરમાળાં—જી ઓય !
હાય રે ! કુટો લોકો. ૩

કરતાં ન્હોતાં તે કોને આજૂરદાં ;
મિઠા બોલે સૌને તે રિઝવતાં—જી ઓય !
હાય રે ! કુટો લોકો. ૪

ગરૂજઉ માગે તો ‘ ના ’ નહિ કહેતાં ;
પાછું દેવાના કોલ જે દેતાં—જી ઓય !
હાય રે ! કુટો લોકો. ૫

અજબ રીત્યે જીતે જાદુ જોરે ;
મોહિત-માળો નાંખી સહુનિ કોટે—જી ઓય !
હાય રે ! કુટો લોકો. ૬

નહિ વહેતાં રસ્તે કદી વાંકા ;
શિવાય જ્યારે તે પાપો કરતાં—જી ઓય !
હાય રે ! કુટો લોકો. ૭

ચુંદડી ચોળી ને શાલ લાલ લીલી ;
પેહરી જતી સુણુવા કથા [illegible]—જી ઓય !
હાય રે ! કુટો લોકો. ૮

નહિ વિચે તે આંખો કબીબી ;
શિવાય ઝંપે થાકી કથા સુણતી—જી ઓય !
હાય રે ! કુટો લોકો. ૯

કબુલું બોલું બોલે બોલ સાચા ;
એસ્કી ભમતા વકાશિ મોં બાંકા—જી ઓય !
હાય રે ! કુટો લોકો. ૧૦

પુઠે ફરતા તા ખુદ મહારાણા ;
જ્યારે જતાં એ બાઇજી મ્હેલાં—જી ઓય !
હાય રે ! કુટો લોકો. ૧૧

લક્ષ્મીમાતા પછીથી રીસાયાં ;
જોબન તુટયાં ને તેજ ઝંખવાયાં—જી ઓય !
હાય રે ! કુટો લોકો. ૧૨

વચન બોલ્યા ડૉક્ટર સુધા જેવાં ;
હતાં દરદો ઘાતક-વિજળીઓનાં—જી ઓય !
હાય રે ! કુટો લોકો. ૧૩

ભલે કુટીએ રાજીયા સહુ રોઇને ;
ભલે મોલ્લો ક' જાણી જોઇને—જી ઓય !
હાય રે ! કુટો લોકો. ૧૪

તેનું આવતે ન મ્હોત આજ કાલે ;
મુવાં હોતે જો તે આવતી સાલે —જી ઓય !
હાય રે ! કુટો લોકો !! સહુ શીયાણા. ૧૫